# દંપતી ગઝલમાળા.

( ભાગ ૧ લો. )

સુબોધક ગઝલોનો સમુદાય.


લેખક,

મુસાફિર-ડાહ્યાભાઈ સોમેશ્વર ત્રિપાઠી.

નિવાસસ્થાન-પંડોળી.



પ્રકાશક,

ભીખાભાઈ છોટાલાલ ચોધરી.

જમાલપુર-અમદાવાદ.

આવૃત્તિ ૧ લી　　　　　પ્રત ૧૦૦૦.





સંવત ૧૯૭૩.　　　　　સને ૧૯૧૭.

કિંમત ૦-૮-૦.

## જેમાં ગુપ્ત વાત બહાર આવી છે.

## સોનીઓની ઠગાઈનો હુન્નર.

સોની પોતાની ચાલાકી કોઇને ન બતાવે તે આ પુસ્તકમાં તેમની ખાનગી ભાષા સાથે વર્ણવી છે. જેની કિંમત માત્ર ૦–૪–૦.

## ઘર સંસારી ચિત્ર બતાવનાર

## નવીન ગૃહિણી.

પ્રખ્યાત નવલકથાકાર વ્રજલાલ જાદવજી ઠક્કરનું લખેલું ઉત્તમ પુસ્તક–જેમાં વહુઓ કરતાં સાસુઓ કેવી સરલ સ્વભાવની હોય છે, તે ઘણું સરસ રીતે બતાવ્યું છે. સાસુઓ ખોટી છે તે કહેનારને પટકારૂપ છે. કિં. ૦–૪–૦.

## સ્વધર્મ સાચવવો હોય તો

## સાબુ બનાવવાનો હુન્નર.

મંગાવો. જેથી અગ્નિ વગર ઉત્તમ સાબુ તૈયાર કરી વાપરો. કિંમત પાંચ આના હતી તે ઘટાડી માત્ર એક આના રાખી છે. દરેક પુસ્તકનું પોસ્ટેજ જૂદું.

**ભીખાભાઇ છોટાલાલ ચોધરી.**

મુખ્ય ઓફીસ જમાલપુર—**અમદાવાદ.**

શાખા–પાનકોર નાકા, ચુડીઓળ–**અમદાવાદ.**

# પ્રસ્તાવના.



સાંપ્રતકાળ ગઝલોનો છે ગઝલોઆપણા સંગિત શાસ્ત્રનું એક અંગ છે. આ ગઝલમાળાને મોટી પ્રસ્તાવના કરવાની શી જરૂર ? ઉછરતા નાનકડા બાળને મોટા પાઘ પહેરાવવો ઉચિત્ત નથી, તેમ ઇચ્છા પણ નથી. ફક્ત આમાં આવેલી ગઝલોના ઉદ્દેશ સબન્ધે કંઇક કહી વિરમીશ.

ગઝલનું ખરૂં સ્વરૂપ શું ? આર્યાવૃતની ગુર્જર પ્રજાના સુજ્ઞ વાંચકોને ગઝલોદ્વારા બોધ આપી હૃદયનો પ્રેમ ઉભરાવતા કરવા તથા હૃદય પ્રેમપ્રવાહ રેલાવવો, એ ઉચ્ચગ્રાહી ઉદ્દેશે આ ગઝલમાળા પ્રકટ કરી છે.

મારો ઉચ્ચ ઉદ્દેશ સફળ થવો ન થવો ગઝલોના સુજ્ઞ શોખીનોને આધીન છે, મોટે અંશે ગઝલમાળાનો ક્રમ સરળ પડે તેમ રાખ્યો છે, ગઝલોમાં પેટાભેદના ક્રમ ઝીણા છે. તે સુજ્ઞ વાંચક ગૃહસ્થોને અજ્ઞાત નહિ રહે. ગઝલોમાં લેખનપદ્ધતિ કંઇક ભૂલને પાત્ર હશે, તો સુજ્ઞ શોખીન સજ્જન ગૃહસ્થો મારાપર રહેમ નજર રાખી તે ક્ષમાદૃષ્ટિથી જોશે એવી આશા છે. જનસમાજમાં આવી સુબોધક ગઝ-

લોની પ્રેમી અભીરૂચી વધતી ગઇ તેથી વિશેષપણે સુજ્ઞ શો· ખીન ગૃહસ્થોના હૃદયમાં પ્રેમની વૃદ્ધિ થાઓ એ હૃદયી મનોવાંચ્છતાપૂર્વક ૐ तत्सत् नारायण ॥

પંડોળી.
અષાડી હીંડોળારંભી પૂર્ણિમા
સંવત ૧૯૭૨.
} ડાહ્યાલાલ સોમેશ્વર ત્રિપાઠી.

---

# નિવેદન.

લાંબા સમયથી ગઝલોની એક બૂક બહાર પાડવી એવી જિજ્ઞાસા હતી, તેવા સમયમાં રા. મુસાફિરની મુલાકાત થવાથી તેઓએ આ પુસ્તક તૈયાર કરી આપ્યું.

પુસ્તક કેટલાક દિવસથી મારી પાસે આવ્યું હતું પરંતુ કેટલીક અડચણોના લીધે બહાર પડી શક્યું નહોતું; તે તૈયાર કરાવી જનસમાજની સેવામાં મૂક્યું છે.

આ પુસ્તક જો આવકારદાયક નિવડશે તો તેનો બીજો ભાગ તુર્તમાં બહાર પાડીશું.

મહાશિવરાત્રી.
તા. ૨૦-૨-૧૯૧૭.
} પ્રકાશક

# વાત્સલ્ય પ્રેમસમર્પણ.

---

મુરબ્બી પૂજ્ય પ્રેમાત્મા પિતાશ્રી, તથા
સ્વર્ગસ્થ માતુઃશ્રી.

આપે તથા મારાં સ્વર્ગસ્થ માતુઃશ્રીએ બાલ્યાવસ્થામાંથી જ મ્હારામાં સાહિત્યના શોખના, ઈશ્વર ભકિતના અને નીતિના જે સિદ્ધાંતો રોપ્યા છે, તેના સ્મારક તરીકે રોપેલા સિદ્ધાંતોથી પ્રગટેલ પુષ્પને આપના ચરણ કમળને તથા મારાં માતુઃશ્રીના ગત્ આત્માને સમર્પણ કરૂં છું.

પંડોળી
અષાડી હીંડોળારંભી પૂર્ણિમા
તા. ૧૫ મી જુલાઇ. ૧૯૧૯

આપનો આજ્ઞાંકિત છોરૂ

ડાહ્યાલાલ.

# અર્પણ પત્રિકા.

---

મહેરબાન માનવંતા, સદ્‌ગુણ મંડિત સુકીર્તી

કાન્ત, શ્રીમાન પૂજ્ય રાવ સાહેબ

તાપીશંકર પ્રાણશંકર દવે ( સુરત નિવાસી )

મુંબઈસીટી–આસિ૰ ડે. એ. ઈન્સ્પેકટર સાહેબ.

આપ મારા સુરબ્બી છો, પૂજ્ય આપે મારા ઉપર જે

અવિચ્છિન્ન કૃપા દર્શાવી છે, તે ઉપકારી ગુણોથી

આકર્ષાઇ આપશ્રીને આ “હૃદયોર્મીનું પ્રેમી પુષ્પ”

અર્પી આનન્દિત થાઉં છું.

લી. આજ્ઞાંકિત

ડાહ્યાલાલ સોમેશ્વર ત્રિપાઠીના

સાષ્ટાંગ દંડવત પ્રણામ.

પ્રણય મન્દિર
પંડોળી

# દંપતી ગઝલમાળા.

## પ્રભોસ્તવન.

### કવાલી ગઝલ.

અરે ઓ ઇષ્ટ છું ચરણે, પિતા તૂજને આવ્યો શરણે;
બાળ તૂજ ગુણ શા વરણે, "અરે ઓ ઇશ પ્યારારે". ૧
ટાળો મૂજના તાપો, કાપો દુષ્ટ બહુ પાપો;
હૃદયમાં સદા વ્યાપો, " અરે ઓ ઇશ પ્યારારે". ૨
દયાળુ દે જો સદ્‌બુદ્ધિ, આપોને સત્યની શુદ્ધિ;
કરાવો પુન્યની વૃદ્ધિ, "અરે ઓ ઇશ પ્યારારે". ૩
આધાર આપ જગના પ્યારા, રહો છો દુષ્ટથી ન્યારા.
રોપોને પ્રેમના ક્યારા, "અરે ઓ ઇશ પ્યારારે". ૪
તાર્યા છે અગણીત ભક્ત, રહી ઓતપ્રોતરે જગત;
નથી ગુણ ગાવાને શક્ત, "અરે ઓ ઇશ પ્યારારે". ૫
પ્રભુતા દિવ્ય ઝળકાવો, અમોલો પ્રેમ પ્રગટાવો;
દુઃખી સંસાર વટાવો, "અરે ઓ ઇશ પ્યારારે". ૬

વિશ્વારણરે રહો બાળ, દુર્ગુણોનો કરો કાળ;
અજ્ઞાનીને સદા પાળ, "અરે ઓઇશ પ્યારારે". ૭
ઉખેડો વહેમનાં મૂળો, સમાવો દ્વંદ્વનાં શુળો;
કઠિન હૃદયને પ્રજાળો, "અરે ઓ ઇશ પ્યારારે". ૮
પ્રભુ તુજ ગુણ જો ગાવે, અસંખ્ય પાપ તો જાવે:
મુસાફિર પ્રેમીલો પાવે, "અરે ઓ ઇશ પ્યારારે". ૯

---

## કૃષ્ણ સ્તવન.

### ગઝૅલ.

અરે ઓ જગતના તાતા, અતી છો પ્રેમના દાતા;
અરે ઓ કૃષ્ણ ગિરધારી, અરે ઓ વહાલા મોરારી. ૧
અરે રામ સ્યામ છો શાણા, તમ વિના હૃદય પા'ણા,
અરે ઓ કાન્ત આ જગના, તજાવો કૂડી આ ભ્રમણા. ૨

+ + + +

અરે ઓ વિનાશીજગના, તમો તો પ્રેમ સિંધુ છો;
અરે એક મોળું સિંધુનું, મૂજ હૃદયને સમર્પી દ્યો. ૩
તમ વિના હૃદય લુલુ, જણાયે દેખીતું ખુલ્લુ;
પ્રીતમજી પૂર્ણ પ્રેમેથી, હૃદયમાં બેસી જાવોને. ૪

+ + + +

નહિ આલમે ભટકાવો, નહિ:ઓ બાપુ તલસાવો;
સદ્ગુણો બહુજ વસાવો, " કહું છું કર ગ્રહીને". ૫
પિતાજી સહાય તમ થાવો, છોરૂંનો કરતો સ્હાવો;
હૃદયથી નહિ કદી જાઓ, " કહું છું કરગ્રહીને ".

## સનમનો પ્રેમ.

હમે તો પ્રેમને ચહાશું, સનમના પ્રેમને ચહાશું;
પ્રભુના પ્રેમને ચહાશું, દિલવરખાનને ચહાશું. ૧
મનથી માશુક ને ચહાશું, આલમ માલેકને ચહાશું;
અનલહક જાપતો જપશું, મસ્ત બની પ્રેમમાં ફરશું. ૨
ગુજર સેજેજે રે દુ:ખી પ્રેમે તે તો સહન કરશું;
આલમે આવનાં દુ:ખો, સહન શીઘ્ર થઇ હરશું. ૩
પ્રભુને પ્રેમથી ચહાશું, પ્રભુના ગુણ ને ગાશું;
વિભુને વ્હાલીડાં થાશું, જ્ઞાન સરવરમાં ન્હાશું. ૪
પ્રભુને પ્યારાંજે સુખો, અતી અકારાં જે દુ:ખો;
ભોગવવાના સુખો દુ:ખો, નહિરે પ્રેમ છે લુખો, ૫
ધણીનું ધારેલું થાશે, મિથ્યા કુટાઇ મરાશે;
પાપો જો કદી થાશે, ભવ નહિ એમ તરાશે. ૬

સનમને પ્રેમથી ગાશે, પાપો તેનાં તરત જાશે;
પ્રભુને પ્રીતે જો ગાશે, સનમ તેનો કર સ્હાશે. ૭
સનમનો પ્રેમીલો થઇને, ભાઇના દુસરે જાશે;
પાછળ તું તો પસ્તાશે, થવાનું તે થયે જાશે. ૮
પ્રભુના પ્રેમને સ્હાઇને, આનંદે અતી રહેજે;
મુસાફિર મસ્ત રહી જગમાં, હૃદય પ્રેમ ભરી દે જે. ૯

---

## સનમ પ્રત્યે પ્રેમીઓનો પ્રેમ.

અહા ઓ સનમજીગુરો ! ત્હમારા પ્રેમીઓ છૈએ:
અતિષય પ્રેમ રસ પીને, મસ્તીએ મહાલીએ છૈએ. ૧
અરે ખોદા જગનાથ હમે તો આંસુ પાડનારા;
ભલે કોઢાળવા આંસુ, હમારી પાસ આવનારા. ૨
પ્રેમેતો બોલાવીને; શરાબી પ્રેમ તો પાઇએ;
બેસાડી પાસ હમારી, સનમને પ્રેમ તો ગાઇએ. ૩
પ્રેમ શરાબ ધટાવીને, સનમનો પ્રેમ સમજે છે;
સનમના પ્રેમીઓ પુરા, સનમ સનમ ગરજે છે. ૪
વહાલા પ્રેમીઓ પ્યારા, મસ્તીથી મસ્ત બનનારા;
ભલે અપ્રેમીલા આવે, નહિ તેનાથી ડરનારા. ૫

પ્રભુ તમે અતી પ્યારા, પ્રેમ સાગર પોતે છો;
અહા ઓ સ્વામી મારારે, હૃદય મારેજ પ્યારા છો. ૬
હમે સાગરના તટમાં, હમેશાં ડુબકાં ખાશું;
અરણવે ડુબકાં ખાઇને, સનમ શાણા તને ગાશું. ૭
સદાયે પૂર્ણ પ્રેમથી, અનલહકમાં ડુબ્યા રહીશું;
હમે તો વિભુજીથી, વિભુષિત સદા થઇશું. ૮
અરે અપ્રેમી પ્યારારે, પ્રેમનો કપ તો પીજે;
પ્રભુના પ્રેમના કપને, આનંદે ગટ કરજો. ૯
અરે માશુકજી મ્હારા, હૃદય ખજાનામાં;
પ્રેમની ખોટ આવે, મુસાફિરના હૃદયમાં. ૧૦

---

## ચાકરી.

### કવ્વાલી-ગઝલ.

સદાયે ચાકરી સારી, કરૂં તો પ્રભુની કરજે !
હૃદય જો હોય જો ખાલી, ભરૂં તો પ્રેમથી ભરજે !
ભજુ તો ભાવથી ભગવાન, સદાયે પ્રેમથી ભજજે !
વદુ તો મુખથી પ્યારાં, વચનામૃતો સદા વદજે !
હૃદયમાંહી દયા ધારી, સદાયે પુન્ય તું કરજે !
પ્રભુના પ્રેમમાં ભટકી, ઠરીને ઠામ તું ઠરજે !

તરૂં તો તરવાનો છે, ભવસાગર આ તરજે?
કરૂં તો કામ રૂડેરાં, કૃપાની દૃષ્ટિએ કરજે!
પડું તો છેક પડીને, પ્રભુના પાયમાં પડજે!
શરણુ જો થાઉં કદી તો, પ્રભુ શરણુ સદા ધરજે!
મરૂં તો ભક્ત બનીને, દુઃખદ સંસારથી મરજે!
ધરૂં તો પ્રેમીઓ શાણા, સદાયે ધીર તો ધરજે!

---

## અમૂલ્ય અમૃત.

### કવ્વાલી-ગઝલ.

સમજી જા! અસ્યા મુરખા, બહુવીતી અતિ વિતશે;
ભણી જા! વેદના મંત્રો, થનારૂં તે પછી થાશે. ૧
ડરી જા! પાપથી તું તો, પાપી પાપ તને ખાશે;
સજી જા! સત્યનો શણગાર, પ્રભુ કરતો સદા સ્હાશે. ૨
* * * * *
ઘણા ભક્તિ વિના ભટકયા, વૃથા મોહપાસમાં પડતાં;
ઘણા લાલચે લથડાયા, મિથ્યા માયા મહી રોતાં. ૩
ઘણાયે વેપાર તો કરીઓ, ખજાને ખોટો બહુ આવી;
ઘણાની પોકો તો પડીઓ, બન્યા બાવા અને બાવી. ૪
* * * * * *

અરે ! કાળા અને ધોળા, અહા ! આ કેશ તો જુઓ;
હજી છે ? તે પણ જાશે, શાને માટે તમે રૂવો, ૫
ગરવથી ઘેલડો થામા, મિથ્યા ખાશો બહુ ગોથાં;
પુન્યે ખરચી નહિ પાઇ, શાને મૂકયાં માથે ઓથાં, ૬

* * * * * *

પ્રભુને તું સદા ભજજે, રહેશે નામ તારૂંરે;
ખરો છે નામનો મહીમા, કથે પુરાણ પ્યારૂંરે. ૭
નથી તે તો બહુ મ્હોટું, કરે કામ તેજ સારૂંરે;
નાનકડું નામ શું ખોટું, પ્રભુને પ્રાણ પ્યારૂંરે. ૮

* * * * * *

પ્રભુના ગુણ જો ગાશે, ખરે આ ભવ તરાશે;
ભગવત્ સદા થાજે, જ્ઞાન સરવરમાં નાજે. ૯
મોહમત્સર સદા તજજે, સનમસ્મરણ સદા કરજે;
પુન્યે ચિત્ત સદા ધરજે, ખરે આ ભવત્યમ તરજે. ૧૦

---

## આર્યોની અધમતા.

### કવ્વાલી-ગઝલ.

અધમતા આર્યની જોઇ, ધરાતી ધીર તો ખોઇ;
હવે રહો સદા રોઇ, "અધમતા બીજી શી કહેવી."

નિર્બળ જન ત્રો થયાં, પ્રેમ-શૌર્ય છૂપી ગયાં;
નબળે નબળાં સહુ થયાં, "અધમતા બીજી શી કહેવી."
વડીલો જે હતા વિખ્યાત, બાળકો તેના સહે લાત;
પુરાણી નવ રહી ભાત, "અધમતા બીજી શી કહેવી."
પ્રૌઢ પરાક્રમી ક્યાં છે ? પ્રજા અશક્ત આ ક્યાં છે ?
બકરી સમાન જ્યાં સૌ છે, "અધમતા બીજી શી કહેવી."
હિત ચિત્ત ક્યાં હવે જુવો ! વીરવહાલ ક્યાં છે જુવો;
બાયલા બની કેમ હવે સુવો ! "અધમતા બીજી શી કહેવી."
સ્મૃદ્ધિ બધી બળી ગઇ, પુન્યે તો પાઇ નવ ખરચાઇ;
નસો નરમ હવે થઇ, " અધમતા બીજી શી કહેવી."
યુવાનું જોર હોય જ્યારે, કજોડાં થશે ત્યારે;
લગારે સુખ ન સંસારે, "અધમતા બીજી શી કહેવી."
ઉગ્યો જ્યાં કુમળો છોડ, પિતાએ વળગાડયું ઝોડ;
જીવન જશે માથા ફોડ, "અધમતા બીજી શી કહેવી."
બાળલગ્ન નાખો તોડી, કજોડાં પણ નાખો ફોડી;
જુવો આર્યાવૃતની જોડી, "અધમતા તો ટળી કહેવી.

## ૧૭

# પિતૃધર્મ.

### ગઝલ.

ઉછેરી બાળ પ્યારૂંરે, સારા સંસ્કાર પાડવાના,
કેળવણી યોગ્ય આપીને, પ્રેમીલા જન બનાવાના.
ખાનપાન સુસદા આપી. બાળને લાડ લડાવાના;
ખણીને વાંકે તો ચૂંટી,, પિતાના દાબે રાખવાના.
બનાવી સત્યના શોખીન, હરિશ્ચંદ્ર જેવા કરવાના.
બન્યા જો અલમસ્ત તે તો, ભીમભાઇજ બનવાના.
શાન્તિના પાઠ પઢાવી, સદા શાન્ત ઠરવાના;
ભણાવી વેદના મંત્રો, ત્રિકાળજ્ઞાની બનાવાના.
ભણ્યા સાથે ગણીને, અમૂલ્ય જ્ઞાન દેવાના;
સજાવી સત્યનો શણુગાર, નિતી પંથે વિચરવાના.
વિવેકી શિક્ષણુ આપીને, ડહાપણુદાર કરવાના;
નળ–રામ–કૃષ્ણુની પેઠે, ઉત્તમોત્તમ આર્ય બનવાના.
આશ્રમો પ્રેમે પળાવી, ઋષિમુની યાદ કરવાના;
ગુરૂકુળો ગજાવીને, પછીથી ભવ તરવાના.

---

# અસ્ત થતા અમર આત્માને.

## ગઝલ.

ગયો આધેજ વધાર, જુદાં રૂપોજ તે ધારે;
મથે તે પાપોથી છૂટવા, પણ દુષ્ટો લાવ્યા લૂંટવા.
અરે ગયો અરે ગયો, દેહ ( આ ) મૂકી ક્યાંનો થયો;
ગયો તું છેક તું મૂકી, હતે મેલ શેમને ફુંકી;
થયો દેહ તેજ વીના ફીકો, વહેવરાવી પ્રેમની નીકો.
ભલા ક્યાં છોડીને ચાલ્યો, આખરે દગો દઇ ચાલ્યો;
ફરે ક્યાં એકલો આભે, સુવાડયો તેં મને દાભે,
અરેરે શું થયો આવો, નવ લીધો કંઇ લ્હાવો.

---

# આપણાં કર્ત્તવ્ય.

## ગઝલ.

અહાઓ શાણા મારા રે, ઝીંદગાનીમાં કરવું શું ?
અરે નેકી ટેકી પ્યારા રે, ભવમાં શું શું રે કરશું ?
સત્ય–સમ–દમના ગુણે, ભલેરા ભવ આ તરશું;
પરોપકારે સદા ધાઇ, નિ:સ્વાર્થી કાર્ય બહુ કરશું.
અરે ઓ વીર શાણારે, કૃપણ નહિ કદી થાશું;

દીનને દઇને નાણાં, પ્રભુને પ્રેમથી ગાશું.
સંતોષે સદા રહીને, ધરમના કામમાં ગાશું;
દયાળુ દાસ થઇને, જન સેવા કર્યે જાશું.
વીરબાળક બનાવી, સદ્‌ગુણો માંહી ભરશું;
**यत्रनार्यस्तु पूज्यन्ते,** એવી નારી સદા કરશું.
**यथा नाम तथा गुणे,** એવા તો હમે થાશું;
કહાડી દુષ્ટ દુર્ગુણો, ‘દંપતી ધર્મ’ ને ચ્હાશું.
**कृपणतार्थी कमाणीने, खरेखर काट चढे छे रे;**
ખરૂં એ સૂત્ર જાણીને, ભવવ્યતિત કરૂં રે.
અમોલા પ્રેમમાં રહીને, દુષ્ટ નહિ કદી થાશું;
કર્તવ્ય કરી સારાં, પ્રભુને વ્હાલીડા થાશું.
વિપત્તિએ ધૈર્ય નવ તજીએ, સ્વાધ્યાય શ્રવણ કરશું,
છળ-કપટ-ઇર્ષાને, હંમેશાં તજી દઇશું;
પિતા-માતા-ગુરૂદેવને, હમેશાં પ્રિતેરે નમશું;
મુસાફર કહે છે રે, પરમાત્મા પ્રિતે ભજશું.

---

## આર્યનો વ્યાવહાર.

### ગઝલ.

કરો સત પુરૂષાર્થ ઝાઝો, કાર્યોનાં ફળ મળવાનાં;
સત્યે વિશ્વાસને રાખો, તોતોભવ દુઃખ ટળવાનાં.

સંપતિ વધારવી હોયે, કરોને ઉદ્યોગ રે ઝાઝો;
સદાચારી બની શાણા, રાખોને મોટાંનો માઝો.
પૂજ્ય વડીલોનાં ભાવે, અનુકરણ કરો સારાં;
પ્રભુના પુત્ર બધા જાણી, બંધુ ભાવ રાખશો પ્યારાં.
ગૃહસ્થાઇ બ્રહ્મચર્ય પાળી, આશ્રમે રહો પ્યારા;
નિયમો ભંગ નવ થાયે, રહો નહિ જગથી ન્યારા.
પદાર્થો નિશ્રામાં રાખી, હંમેશાં સંભાળતારે રહો;
ઉદાર ચિત્તે બની જઇને, દીનોને ઉરમાં તોલહો.
પ્રિતે કામ કરીને, ખંતે તો મંડયા રહેજો;
વિઘ્નો જો કદી આવે, નીતીથી તે સહન કરજો.
લજજાનાં કામ કરવાં, હોયે ત્યાં ભય જો બારે;
સજજનની સંમતિ લેજો, એવાં કરો કામરે તારે.
રોગ–શત્રુ સમજશો નહિ, એની મેળે જવાનો છે;
નિવારવા પ્રયત્ન કરશો, વધુ તે તો થવાનાં છે.
જન સમાજમાં શાણા, વિવેક વર્તવાનું છે;
તિરસ્કાર ન કદી કરવો, ભલા આલમે થવાનું છે.
ઉદાર થવાનું છે, સજજન ઉડા નહિ થાજો;
વિનયી સદા થાજો, પાછળ નહિ તો પસ્તાશો.

નિશાને નહિ સદા વળગો, કુસોબતથી બચજો:
સ્વત્વી સદા થઇને, મિથ્યાભિમાવી નવ થાજો.
ફળોની આશાઓ મૂકી, નિષ્કામ કામ બહુ કરશો;
સ્વાર્પણુ સદા મેળવી, મુસાફિર કહે ભવ તરશો.

---

## દંપતી ધર્મ ન્હાવોને.

### ગઝલ.

અરે ! ઓ શાણા દંપતીઓ, હૃદયે રહો સદા રાજી
હૃદયે પ્રેમ રાખીને, "દંપતી ધર્મ ન્હાવોને".
તમારા પ્રેમથી પ્યારા, બાળકો સદ્‌ગુણી થાતાં;
સદ્‌ગુણો શાન્તિના રાખી, "દંપતી ધર્મ ન્હાવોને."
કહાડી દુષ્ટ દુર્ગુણો, પ્રભુને પ્યારા થાવાને;
સુખી ઝીંદગી ગુજરવાને, "દંપતી ધર્મ ન્હાવોને."
બનો સૌ પ્રેમ મૂર્તીઓ, અમૂલ્ય જ્ઞાન દેવાંને;
જીગરનાં દુઃખડાં ખોઇને, "દંપતી ધર્મ ન્હાવોને."
અરે ઓ દેવ દુનિયાના, દંપતીઓને હૃદયે રહેજો;
દંપતીઓ ન્હાવો પ્રેમથી, "દંપતી ધર્મ ન્હાવોને."

# જંજાળીને.

## કવ્વાલી ગઝલ.

અરે પામર પ્રાણીરે, પ્રભુની સાથ પ્રીત કરરે;
સદા સત્યતા ઉરે ધરરે, "જંજાળેથી મુક્ત થાને."
પ્રવૃતિને અળગી કરને, નિવૃતીને ચીતે ધરને;
પ્રભોને તું પ્રીતે વરને, "જંજાળેથી મુક્ત થાને."
હરીનું નાવ આવ્યું છે; અકસ્માત આતો થાયું છે;
લક્ષ ધરવાનું ગયું છે, "જંજાળેથી મુક્ત થાને."
ફુલો કેવાં થયાં ફુલી, રહ્યાં સુગંધે તે ડુલી;
કરમાઇ તે ગયાં હુલી, "જંજાળેથી મુક્ત થાને."
અંગારા જો કેવા લાલ, અડકતામાં થાયે કાળ;
બુઝાયે તે પણ તત્કાળ, "જંજાળેથી મુક્ત થાને."
તલ રૂડા કેવા દીસે, પિલાયા તે ઘાણી વિષે;
જંજાળીઆ આ દશા દીસે, "જંજાળેથી મુક્ત થાને."
પ્રભુના પ્રેમમાં રહેજે, અજ્ઞાનને તજી દેજે;
સેવા-સ્મરણ દુઃખ તો સ્હેજે, "જંજાળેથી મુક્ત થાને;"

# પરોપકાર.

## કવ્વાલી ગઝલ.

ધન જો હોય પાસે તો, વાપરવું ધર્મ દાને તો;
પરોપકારે વ્યય કરશો તો, "સાર્થક તો થયું જગમાં,"
કરો ઉપકાર સારા રે, જગમાં સૌને પ્યારારે;
કિર્તીનો કોટ ચણો ત્યારે. "સાર્થક તો થયું જંગમાં."
કુવાને વાવ ખોદાવોરે, ધર્મશાળા બંધાવોરે;
પાણીની પરબ મંડાવારે. "સાર્થક તો થયું જંગમાં."
ઝાલી અનાથનો હાથ, સાહ્ય કરો ધનના નાથ;
સદા વિતવાને રહેશો સાથ, "સાર્થક તો થયું જગમાં."
નિરેથી બુડતો તારો, પ્રાણીનો હાણને ખાળો;
આપોને અન્ન આધારો, "સાર્થક તો થયું જગમાં"
તળાવની પાળ બંધાવો, કે ગાલનાં દુઃખ ઓલાવો;
અધર્મો થતા અટકાવો, "સાર્થક તો થયું જગમાં."
રોગી માટે દવા શાળા, ગાયો માટેજ ગૌશાળા;
શિશુ માટે વિદ્યા શાળા, "સાર્થક તો થયું જગમાં."
પરોપકારી કામ કરીએરે, હૃદયે દયા ધરીએરે;
વીત પ્રમાણે વાપરીએરે, "સાર્થક તો થયું જગમાં."

---

# ઉન્મત મન.

## ગઝલ.

મુરખ મન ગોથાં બહુ ખાશો, પડીને પાછાં પસ્તાશો;
ઉપાધીઓ આવીને વળગે, પછીથી ક્યાં તમો જાશો.
સકળ આ તો જવાનું છે, લોભી નવ કદી થાશો;
ફના આલમે મોઝ માણી, પુરી નહિ થાય તમ આશો.
ભલા તરણા સરીખું કાર્ય, તે વિચાર કરાવાનું;
ભલે મેરૂ થકી મ્હોટું, થનારૂં તેજ થાવાનું.
ઉન્નમત તું પ્રેમીલો થઇને, પ્રભુના ગુણને ગાશે;
ખરેખર જાણ જે તું તો, પંચ ભૂતન ફી જાશે.
ગંધાતું પાણી ગંગામાં પડે તો થાય તે સારૂં;
મન તું ઝટ ઝાગીને, સ્મર પ્રભુ નામતો પ્યારૂં.
હ્રદયે શાન્તીભરીને પ્રભુનો પ્રેમ તો પીજો;
મુસાફિર મન મારારે, પાપ કર્મોં થકી બ્હીજો.

---

# મનને બોધ.

## ગઝલ.

અરે એ મનવા શાણા, હમેશાં મસ્તીમાં રહેજે;
અરે એ માંકડા મૂરખા, સનમની સેવ તું કરજે.

અહા ઓ પ્રેમી મુરખડા, સનમને સદા વરજે;
ઓ દિલવરખાનના પ્યારા, મગરના દુસરે જાજે,
મનસુર કાન્તને તું તો, પુરણ પ્રેમે ઘણું ચ્હાજે;
અહા મુરખ મનવા તું, ફના આલમ ભલો થાજે.
ફના આલમ થવાની છે, નહિ તું ફના થવાનોરે;
મનવા પ્રેમમાં રહીને. સનમ ભજી સદા ઠરરે.
જોજે હાં પડતો કોદી, સ્થૂળ ઇસ્કનારે ફંદામાં;
પડયો તો નક્કી જાણજે. સનમના કટ્ટા શત્રુમાં.
ભલે થા પ્રેમનો બંદો, પ્રેમ મસ્તીએ રહેજે;
ભલે જુવાની હોયે તો, જુવાની નવ ઝળકાવજે.
અહા જો બાળ હોઉં તો, નિરમળો પડયો રહજે;
કદાચિત્ ઘરડો થાઉં તો, પટેલીયો નવ થાજે.
જોજે થયો કાજી તો, ઓમ્ સનમ વિડારવાનો;
મનવા મુરખા શાણા, પ્રભુ પ્રેમે સુધરવાનો.
સદાયે પ્રેમીલો થઇને, ફકીરીથી સદા ફરજે;
મસ્તીમાં મસ્ત રહીને, સયતાનોથી સદા ડરજે.
જોજે મૂરખ ફરી જાતો, આલમે દુઃખ છે ભારે;
મુસાફિર મસ્તીમાં રહેજે, સનમની સાંય છે તારે.

# મનને પ્રબોધ.

## કવ્વાલી ગઝલ.

સુરખડું મન આ કેવું, ઠરે નહિ ઠામ એ કેવું;
પ્રભુનું નામ નવ દેવું, " ખરે આ દિવ્ય મન કેવું."
ભલા ન દોડ એ પ્યારા, પ્રભુ તૂજથી રહે ન્યારા;
ખરે જો માળીના કયારા, " ખરે આ દિવ્ય મન કેવું."
હૃદયનો માળીડો શાણો, ખરે તું દિવ્ય કેવાણો;
હૃદયે રાખ નહિ પહાણો, " ખરે આ દિવ્ય મન કેવું."
મધુરામિષ્ટ ખા મેવા, પ્રભુની કરીને સેવા;
મિથ્યા ચાહે દુઃખને જોવા, "ખરે આ દિવ્ય મન કેવું."
સુરખડા મનવા તું તો, કાળના મુખમાં સૂતો;
ફરે છે યમના દુતો, " ખરે આ દિવ્ય મન કેવું."
શાને ઉન્મત થાયે છે, શાને જાળે ફસાયે છે;
શાને મૂરખ હસાવે છે, " ખરે આ દિવ્ય મન કેવું."
પ્રભુનું ધારેલું થાશે, ખરે તું પીછે પસ્તાશે;
ભર નહિ બાથ આકાશે, " ખરે આ દિવ્ય મન કેવું.
જીગર નાધા નહિ જાયે, પ્રભુ નહિ કરતો સ્હાયે;
થવાનું તે થયે જાયે, " ખરે આ દિવ્ય મન કેવું."

પ્રભુનું નામ છે પ્યારૂં, થશે તેથી બહુ સારૂં;
તે વીણુ અન્ય નહારૂં, "ખરે આ દિવ્ય મન કેવું."
સદ્‌ગુણો રાખને સાથે, મરણુ ભમે જોને માથે;
હાથે કરીશ તે છે સાથે, "ખરે આ દિવ્ય મન કેવું."
પ્રભુને વ્હાલીડો થાને, પડેલાં દુઃખ તો સ્હાને;
ત્હારૂં હોય તે તો ખાને, "ખરે આ દિવ્ય મન કેવું."
સમજ મન હવે શાણા, નહિ જો નીરના પહાણા;
મુસાફિર શું કથે શાણા, "ખરે આ દિવ્ય મન કેવું."

---

## મધુવનનો કલાપ.

મધુરાં મોરલાં કેવાં, દીસે છે આ ઉપવનમાં;
મીઠા સાદે કરી કીલકીલ, નાચે કૂદે રમે છે ત્યાં.
પ્રફુલ્લ મન તો થાયે, નિરખી નાદ તેનો તો;
ટહુકે નભમાં ભાળી, પ્રેમીલા મેઘ સારૂં તો.
નીલકંઠે ચારૂ છે ને, આભૂષણુ પીછ તો દીસે;
આવે કો ઉપવન માંહી, ખરેખર તે તો બહુ બીસે.
રમણીય દીન પ્રાણી છે, કળા એ જનને કહે છે;
ખીલી છે ત્યાં સુધી આવી, તરતજ તે વિડરવાની.

જનોનો ગર્વ નકામો છે, કેવો હું સુખમાં મ્હાલું;
ગર્વ જન-પ્રાણીનો જાશે, નજરોથી સદા ભાળું.
ભલે હોય સૌંદર્યતા સારી, આખરે તે જવાની છે;
જુવો મુજ સૌંદર્યતા કેવી, ખરેખર આ જવાની છે.
જરા સુખે ફરૂં છું તો, પકડવા દુષ્ટો આવે છે;
ઝકડાયાજ જાળે તો, અતિષય દુઃખ આવે છે.
અરે ઓ માનવી લોકો, ખરેખર મારૂં માનોને;
સપડાવો નહિ જાળે, નિરાભીમાની થાવોને.

---

# સતીધર્મ.

## કવ્વાલી-ગઝલ.

પતિને પ્રભુ જાણી, ઉચ્ચારો મિષ્ટ બહુ વાણી;
બનો સદ્ગુણીએ શાણી, "પતીને પ્યારાં થાવાને.
કરોને કાર્ય તો સારાં, રહોને અન્યથી ન્યારાં;
વડીલને લાગો પ્યારાં, "પતિને પ્યારાં થાવાને."
પતીના પ્રેમનો પ્યાલો, અતિષય પી પછી મ્હાલો;
કાઢોને ડોળ હોય ઠાલો, "પતીને પ્યારા થવાને.

નિયમો વૃતના પાળી, પતી મૂખ જુવો ન્યાળી.
રહોને દુર્ગુણો ટાળી, "પતીને પ્યારાં થાવાને."
વદો નમ્રતા તણી વાણી, આપીને પ્રેમની લ્હાણી;
સુસંપે રહો શાણી, "પતીને પ્યારાં થવાને."

પતીના દુઃખથી દાઝો, પતીના પ્રેમમાં રાચો,
અન્યના પ્રેમથી લાજો, પતીને પ્યારાં થાવાને."
સ્વામીની સેવ સદા કરજો, પુન્યનાં ઝાઝતો ભરજો;
દંપતી ધર્મને ચ્હાજો, "પતીને પ્યારાં થાવાને."

અડસઠ તિરથ પતી ચરણે, જાણીને રહો શરણે,
સતી રહો પ્રેમ નાં ઝરણે, "પતીને પ્યારાં થાવાને."
સ્વામીના ક્રોધને હરજો, પતીનાં દુઃખડાં સ્હેજો;
સંસ્કારી બાળને કરજો, "પતીને પ્યારાં થાવાને."

પતી-પ્રભુ સદા ભજજો, શીયળ શણગારને સજજો;
ક્રોધ કુટીલતા તજજો, "પતીને પ્યારાં થવાને."
અખંડીત પ્રેમમાં રાચો, પતીધર્મ ગણી સાચો;
દંપતી ધર્મમાં રાચો, "પતીને પ્યારાં થવાને."



# એવી સતીઓ હવે ક્યાં છે—

## કવ્વાલી ગઝલ.

પતીને પ્રભુ ગણનારી, સતીનો ધર્મ જાણનારી;
પ્રભુને પ્રેમે પૂજનારી, "એવી સતીઓ હવે ક્યાં છે!"
મીઠડીયા બોલ વદનારી, પતીનું દુઃખ હરનારી;
દુઃખે દિલાસો દેનારી, "એવીસતીઓ હવે ક્યાં છે."!
સદા આનંદ માનનારી, સર્વનું શ્રેય કરનારી;
હૃદયમાં પ્રેમ ભરનારી, "એવી સતીઓ હવે ક્યાં છે."!
સદા સંતોષે ઠરનારી, પતીના પાય ધોનારી;
દેવી! દિવ્ય જ થનારી, "એવી સતીઓ હવે ક્યાં છે."!
તારા, મૃદાલશા ગઇ, અનસુયા અંબા ગઇ;
દેવી! દેવી તે કહેવાઇ, "એવી સતીઓ હવે ક્યાં છે"!
હૃદયમાં સદ્ગુણ ભરનારી, પતી સાથ ભટકનારી;
સીતા દમયંતી ઠરનારી, "એવી સતીઓ હવે ક્યાં છે"!
સુલોચના, રૂક્ષ્મીણી ક્યાં, સમ–દમ–તપ હવ પણ ક્યાં;
પાંચાળી, ભોગવતી તે ક્યાં, "એવી સતીઓ હવે ક્યાં છે"!
કળીના કાળની નારી, નથી સતી એક અવતારી;
મુસાફિર ગહનગતીવાળી, "એવી સતીઓ હવે ક્યાં છે"!

# કુટિલનારીને

## કવ્વાલી ગઝલ.

કુટિલા નવ થાવો આવાં, ભવમાં છે હજુ નાવાં;
દુર્ગુણો કાઢોને બાબાં, "સન્નારી જ થાવોને."
કદાપી કલેશકજીઓરે, નહિ સુખી જ કરશેરે;
ભવ આતો તરવારે, "સન્નારી જ થાવોને."
કુટિલા કામને મૂકી, જાઓ નહિ ધર્મને ચુકી;
રહી નહિ દુર્ગુણે મૂકી, "સન્નારી જ થાવાનો."
થાઓ વિદુષી સન્નારી, પતીના પ્રાણુની પ્યારી;
રીત ભાત રાખીને સારી, "સન્નારી જ થાવોને."
નહિ રે ગાળતો દેવી, ભલેકો દેતે તો સ્હેવા;
થાવોને દિવ્યઓ દેવી! "સન્નારી જ થાવોને."
અતીશય બોલવાનો ગુણુ, જયમ ખરમાંહી છેરે લુણુ;
ના બોલ્યામાં નવ ગુણુ, "સન્નારીજ થાવોને."
કુટિલ જો તમે રહેશો, પતીનાં ખાસડાં ખાશો;
પછીથી બહુ પસ્તાશો, "સન્નારીજ થાવોને"
જુવો દંપતીનાં જોડાં, સીતારામ જેવાં બહુ જોતાં;
થાઓ તેવાં પણુ થોડાં, "સન્નારી જ થાવોને."

પતી પ્રભુ ગણી બ્હેની, પડેલાં દુઃખતો સ્હેવી;
મુસાફિર કહે છે ભગનો, "સન્નારી જ થાવોને,"

---

## સન્નારીનાંસુખો

### ગઝલ.

પહેલા સુખમાં જાતે, સુખી બેનીરે રહેવું;
સુખી સદા રહીને, પતીને પ્રિયતો થાવું.
બીજા સુખમાં પતીતો, પુરણ ભાગ્યશાળીરે મળશે;
દંપતી ધર્મ જો જાણે, સુખે આ ભવ તો ટળશે.
ત્રતિય સુખમાં શાણી, પુત્રો હોય જો સારા;
હોય જો દુર્ગુણો તો, જાણોને સર્પના ભારા.
સુધારો પુત્ર આ બેની, તમારૂં કામ એ તો છે:
સદ્ગુણી રહી પોતે, સુધારવાના તમારે છે.
ચોથું સુખ ઘરમાંરે, હોયે છે ધનરે ઝાઝું;
ધનનો વ્યય કરી હો, કુટુંબે સાજું તાજું.
સંપમાં સદા રહીને, કરોને કામ તો સારાં;
વિનય-વિદ્યા થકી શોભી, થાવોને પતીને પ્યારાં.

ભોગવવાં સુખ કે દુઃખો, તમારે હાથ તેતો છે;
શાન્તિમાં સુખ સહુ ગણવું, મહિમા તેજ મ્હોટો છે.
યુક્તિથી કામ તો કરવાં, પતીને રૂચતાં પ્યારાં;
મુસાફિર–નિતીથી ચાલી, બેની મારી થજો સારાં.

---

## અનેરી આશા.

### ગઝલ.

અમોલી આશા મેં તૂજને. પૂરી છે હૃદય માંહી;
રમણ્ય રંગ ધરતી તું, વસેલી છું ત્યાં રહેજે તું.
મણી સ્ફટીકની પેઠે, અતીશે આશા તું ઓપે;
સપ્ત રંગો તૂજ માંહી, ખરેખર તેથી તું શોભે.
બહુ આલમે તુંતારે, જનોને ભટકાવનારી છું;
પણ ન હાથ તું આવે, ખરેખર તૂજને કહું છું.
અમૃત સમ લાગે તું પ્યારી, ભૂલાને ભાન તો ચાલ્યું,
અધિક લલચાઇ તૂજ માટે, મનડું મારૂં બહુ માલ્યું.
જાય છે તૂજ બહુ આધી, શાને તું ફાંફાં મરાવે;
દેખાડી રંગને રે ઝાઝા, શાણી શાને કરાવે.
રહેને હૃદય શું ખોટું, કહું છું તુજ છે પ્યારી,
અલૌકિક તુજઓ દેવી, રહું નહિ તુજથી ન્યારી.

હૃદયમાં ગાન ગાનારી, મનોને નચાવે છે,
અરે તું તો નવા નવા, શણગારો સજાવે છે.
અરે તું શાન્ત બનીને, હૃદયે બેસી રહેજે,
મુસાફિર કહે છે રે, રંગો તું તો નહિ ધરજે.

---

## મનોરથનો ઘોડો.

### કવાલી ગઝલ.

અરે વીતી જશે ક્ષણ આ, સૂર્યોદય થવાનો છે,
તિમીરાવૃત જવાનો આ, મનોરથનો ઘોડો કેવો.
કમલ પુષ્પો થશે વિકાશ, તેનો નવ થશે વિનાશ,
સહાય મૂને અવિનાશ, " મનોરથનો ઘોડો કેવો.
બંધ મૂજનો પછી છુટશે, સુવાસ કોઇના લૂંટશે,
યથેચ્છ કાળ તો ખૂટશે, " મનોરથનો ઘોડો કેવો"
મકરંદ તો સ્વાદ લઇને, રહું અન્ય પુષ્પે જઇને,
પરૂં કમલ કોષ ખાઇને, " મનોરથનો ઘોડો કેવો "
ઉડીને જાઉં હું આભે, પસાવું પ્રેમના લાભે.
નહિ છે કાંઇ મારે જો, " મનોરથનો ઘોડો કેવો"
અટુલો વનમાં મહાલું, પ્રેમથી પ્રાણ તો આલું,
અગણીત કાલું કાલું " મનોરથનો ઘોડો કેવો "

મનોરથ ભ્રમર કરે એવા, હશે નહિ કો મૂજના જેવા;
અહમને દંડ તો દેવા; " મનોરથનો ઘોડો કેવો " !
સરવર નીરે છે ઝાઝો, કુંજરો પાસમાં ગાજે;
મદોન્મત વિચારે છે ઝાઝે, " મનોરથનો ઘોડો કેવો !"
કમલ પત્ર-પુષ્પ લઇને, મ્હોંમાં મ્હેલું જઇને;
આનંદે વ્હાલુ ખાઇને, " મનોરથનો ઘોડો કેવો !"
ષટપદ નહિ ન્યાળે, કુંજર શુંઢ તો વાળે;
કર્મ કર્યે શુંરે ભાળે, " મનોરથનો ઘોડો કેવો !"
આશાઓ અમોલી બહુએ, મમત્વ નહિ છોડે જરીએ;
પ્રેમથી ન કદી સરીએ, "મનોરથનો ઘોડો કેવો !"
કુંજરે કમલીની લીધી, શુઢે સ્વમુખમાં દીધી;
ભ્રમરે અભિલાષ તજી દીધી, "મનોરથનો ઘોડો કેવો!"
નિકટમાં કાળ કેવો છે, આવીને શીર ઝઝુમે છે;
પંચતત્વ નાશ થાએ છે, "મનોરથનો ઘોડો કેવો!"
અલી આશા હતી મ્હોટી, થઇ છે છેક તે છોટી;
આશાઓ તજોને ખોટી, "મનોરથનો ઘોડો કેવો !"
જનો જાણવાનું છે, મિથ્યા આ મહાલવાનું છે;
મુસાફિર એ સાલવાનું છે, " મનોરથનો ઘોડો કેવો !"

# અમોલો પ્રેમ.

## કવાલી ગઝલ.

પ્રેમ ત્યાં નવ રહે પડદો, પડદો ત્યાં પ્રેમ નહિ જરીએ;
અંતઃકરણે રહ્યો પડદો, "કહો ભાઇ પ્રેમ કેમ કહીએ."
ટકે છે પ્રેમ પ્રેમીથી, ભલે પ્રેમી વસેલો દૂર;
હમેશાં અન્યો અન્ય ઝુરતા, ભર્યો હોય પ્રેમ ભરપુર.
પ્રાણાન્તે પ્રેમ નવ ચુકે, ખરો પ્રેમ તેહનો કહીએ;
આફતમાં માથું તો આપે, લક્ષણો તેમનાં લહીએ.
ચાખ્યું નહિ જેણે પ્રેમામૃત, પ્રેમની કીંમત તેને કેવી;
ભલે પ્રશંસા પ્રેમની કરીએ, ભેંસ આગે ભાગવત જેવી.
જનનીની પ્રસવની પીડા, પ્રસુતા હોય તે જાણે;
વંઝા વાતો કરે ડાહી, નહિ તેનું દુઃખ પીછાણે.
ક્ષાર સિંધુનું મીન કેવું છે, ક્ષાર જળમાંજ વસનારૂં;
મૂકો મીઠા જળે જઇ, તરત તે ત્યાંજ મરનારૂં.
કુમુદી સરવરે રહીને, ચંદ્રને અતી ચાહે છે;
મયુર ટહુકા કરી પોતે, પ્રેમે મેઘ પીછાણે છે.
મળ્યો જો જીવ પ્યારો તો, જરા નહિ દુઃખ રહેનારૂં;
એક તેની થઇ જાણો, તું તેં કોઇ ન કરનારૂં.

દંપતીમાં પ્રેમ પણ તેવો, પામેલો નાશ નવ જોઇએ;
આર્યો સુખી સદા થાશે, અહા પ્રેમ તેને કહીએ.

---

## પ્રેમ ક્યાં ?

### ગઝલ

નરનારી તણા દીલમાં, પ્રેમનું દામ સારૂં છે;
અન્યો અન્ય ઇચ્છા જો કરસે, પ્રેમ પછી ક્યાં જવાનો છે.
ફરાંસીના કરો કટકા, જુવો એકઠા નહિ થાયે;
ટંકણ જળા વિતના આવે, કટકા તેના સંધાયે.
નહિ તે ટૂટશે કોદી, ભલે મરી મથી કો જાયે;
લગ્ન દંપતીનાં થાયે, પરંતુ પ્રેમ ના હોયે.
એવા એકમેકને આવે, પ્રેમ તો ઉર સંધાયે:
નહિ જો પ્રેમ હોયે તો, બળાપા નિત્ય દેખાયે.
પરાણે પ્રેમ ના થાયે, ભલે કહીએ કરોને પ્રેમ;
એમ તો પ્રેમ નવ થાયે, નહિ ટકે પ્રેમનો નેમ.
પરીખ પ્રેમનો જોઇએ, નહિ તો મિથ્યા અફળાવું;
હૈયા ફુટાને હૃદયે નહિરે, અરેરે પ્રેમનું મૂલ્ય કેવું.
જુવોને પ્રેમી ભમરાઓ, કમળમાં કેવા પુરાયે;
સંગીન કાષ્ટ કોરીને, ભલે તે નીકળી જાયે.

જાણ્યો જેણે કહો જરીએ, પ્રેમનો સ્વાદ કેવો;
નહિ સજ્જનતાનાં લક્ષણો, અરેરે પ્રેમ આ કેવો.
પ્રેમી ઉર્મી નહિ ઉછળી, પરસ્પર પ્રેમ હોય ત્યાં;
મળ્યાં જયમ દૂધને સાકર, અહાહા એવો પ્રેમ ક્યાં.

---

# સન્મિત્ર

## ગઝલ

હૃદય એક છે પ્યારાં, બંધાયલા બંધના જેવાં;
કદી નહિ ને તો છુટવાનાં, ભલે કો આવી નેમ થતાં.
વધી વધી પ્રેમ તો વાધે, શશીની શીતળતા જયમ છે;
પ્રેમી સંતોષી સદ્‌ગુણી, સુવિવેકી સદાયે છે.

દુષ્ટે તો સહાય કરનારા, ભલે હોય દુઃખના બારા;
અમૃતમય એજ ચક્ચાર, દળાવે પાવોરે મારા.
સૂણી વિવેકી વાક્યોને, ભીતરના તાપ સમાવે;
કાપી દુઃખ દર્દનાભારા, સરળ રસ્તો તે બતલાવે.
બે બોલો નહિ થાયે, જહન્નમાં ભલે જાયે;
પ્રેમાળ અંતર છે એવા, વિરલ મિત્ર કોક થાયે.

કરે અફસોસ કદી નહિ એ, દુઃખ દાઝનાર એ માતા;
સુજન મિત્રો તણા ધર્મો, કદીએ નાતો બદલાતા.
પ્રેમામૃત પીયે અને પાયે, ઝુરે તે પ્રેમથી રાતા;
મુસાફિર પ્રેમ કરનારા, હરિનામ મુખ ગાતા.

---

# કુટિલ મિત્રતા.

## ગઝલ

મસાણુી ખાબ ના જેવી, કુટિલ મૈત્રી દીસે એવી;
સહજમાં તડાક તે તૂટે, સંધાવાની વાત તો કેવી.
વીત દેખે ત્યમ વધતી, નવ દીઠે સંકોચાતી;
બોલીને દૂર તે થાતા, થતા આત્મા તણા ધાતી.
મીઠડીયા બોલ બોલીને, પટાવીને ફોલી તે ખાય;
ભલે હોય પારંગત પોતે, દુષ્ટ કુટિલ તે ભારી;
હૃદયનેઠ સનારો, સ્વપ્ને મૈત્રી નહિ સારી.
કરે પ્રેમ પ્રેમીલા માટે, પરાણે પ્રીત તો થાવા;
અગ્નિની જવાળાની પેઠે, થશે તૈયાર દુઃખ સ્હાવા.
કરે કાવા દાવા બુરા, અરે જો લાગ ફાવે તો;
ભોળાં ભૂલાઇ ભૂલાશે, કુટીલને ફંદ પડ્યાં તોતો.

મોતીને કાચ જો ફૂટયાં, કદી તે નહિજ સંધાશે;
કુટિલની મૈત્રી જો ત્રૂટી, ફરી મળવાની નહિ આશે.
કરડીને વેગળો થાશે, પડેલો ઘા તો રૂઝાશે;
મુસાફિર દૂર રહ્યા તો તો, કદી તે નત્ર પસ્તાશે.

---

## મિત્રતાનો મઝો.

### ગઝલ

જીવન એક એકને માટે, ખરી તેની પ્રીતી જગમાં;
મળો સમજી અની મીઠો, સુખે દીન ગાળતા જગમાં.
હ્રદય ખીન્ન એકનું થાતાં, દુઃખી થતા ખરી ખાંતે;
ધાઇને દોડશે પોતે, ભલે માથું જશે ત્યાં તે.
કિર્તીવંત જગમાં થાશે, હ્રદયે પ્રેમ ભરી દેશે;
અમોલા પ્રેમમાં રહીને, વિવેક તે સદા રેશે;
ભલે દુષ્ટ દુઃખ આવે તો, કદી નહિ તે તો ડરનારા;
વિડારી પ્રેમથી દુઃખો, નહિ તે અન્ય વિચારનારા.
શાણાએ સુખમાં મ્હાલે, કરીને કામ સારાંરે;
મુસાફિર કહે જગે થાશે, જનોને પ્રાણ પ્યારાંરે.

# કળી કાળની ઉપમા.

### ગઝલ.

કળીનો કાળ આ કેવો ! સદ્‌ગુણો ગયા ચાલી;
બન્યા સેતાન સંન્યાસી, વિષયે વહી ગઇ લાલી.
પિતાનો પુત્ર તો આત્મા, દુઃખ ન દાઝશે લવલેશ;
અપકારી દુષ્ટ તે દિકરા, ણુયા રાખી અતિ દ્વેષ.
પત્નીના પ્રેમથી મોહી, માતાને દુષ્ટ તો ગણુતા;
ધન હિણુ તે કદી હોયે, ઉંધા ધંધા બહુ કરતા;
સંપ સાચો સદા ગયો, મિથ્યા ગુમાન હવે ધરતા;
સંતોષ નવ રહ્યાં કંઇએ, મારૂં મારૂં કહી મરતા.
સંન્યાસી સંચય કરતા, સ્મરણુ છાંડી ઘણુા પૈસા.
મફત મા, મા, કહી પોતે, સ્થૂળ વૈભવ ભોગવતા.
ગયા આશ્રમ તો તૂટી, રહ્યો ગૃહસ્થાશ્રમ ઝૂકી;
થયો તે પણુ નિરબળ, જુવો અબળા થઇ સૂકી.
થયા છે નર પણુ એવા, બિકણુ બિલાડીના જેવા;
ગઇ બ્રહ્મચર્ય તણી વાતો. બન્યા છે ઢોંગ આ કેવા,
અનીતિ અતિષય વાધી, દેખીને દીલ તો દાઝે;
મુસાફિર સહાય પ્રભુ થાશે, સગુણો હૃદય રે'શે રાઝે,

# કળી કાળનો પ્રેમ.

## કવાલી ગઝલ.

આર્યાવૃત્તમાં નહિ પ્રેમ, સ્વપ ંડે નહિ પ્રેમ;
નાગદ નાણે અતિ પ્રેમ, "પાપપર પ્રેમ વાધ્યો છે"
પુન્યપર પ્રેમ નવ જરીએ, ટેકપર પ્રેમ નવ કરીએ;
સદ્દગુણના પ્રેમે ન ઠરીએ, "પાપપર પ્રેમ વાધ્યો છે;"
ભગીનીપર પ્રેમ નહિ; વનિતાપર ચિત્ત નહિ;
માતાપર પ્રેમ નહિ, "પાપપર પ્રેમ વાધ્યો છે."
પ્રભુપર પ્રેમ નહિ કદીએ, બાળપર પ્રેમ નહિ કદીએ;
પીતાના પ્રેમે નવ ઠરીએ, "પાપપર પ્રેમ વાધ્યો છે."
પાપપર પ્રેમ તો બહુ છે, અનીતીના નેમ તો બહુ છે;
જૂઠપર પ્રેમ ઝાઝો છે, "પાપપર પ્રેમ વાધ્યો છે."
કળીને પ્રેમ આ કેવો! શાને આવા પ્રેમને સેવો;
કૃતિ ંમ પ્રેમ છોડી દેવો, "સત્યતાને પ્રેમ વધારોને."
રાખો દઢતા અને મમતા, વિવેકી રાખોને સમતા;
જુઓ આવે સહુ નમતા, "પ્રભુપર પ્રેમ વધારોને."

---

# ખરતાં પર્ણ.

## ગઝલ.

ખરે છે પત્ર જ્યારેરે, ખુશી ક્યમ કુમળાં થાવોરે;
રડવડતાં ઉડતાં દેખી, હાસ્ય કેમ કરો તમેરે.
હમારી ઝીંદગી પુરી, થઇ છે બાળ મારાંરે;
ખરેખર નહિ હસો જરીએ, ખરૂં કહું છું હું પ્યારાંરે
હમારી જ્યમ દશા બુરી, તમારી તેવી થાવાની;
અહા ખીલેલાં કરમાશો; જુવાની તમ જાવાની,
તમારી ઝીંદગી બુરી, થવાની નહિ કદી સારી.
નહિ મસ્કરી કરશોરે, ભલે હલકાં તમે દેરી;
મુસાફિર કહે અહા પ્યારાં, મોટાંને નીચના લેખો.

---

# મદઘેલી યુવા.

## ગઝલ.

અહાયુવા અવસ્થારે, તું તો બહુ મદમાતી છે;
યુવાની જ્વાળ તો મ્હોટી, નથી તે શરમાતી છે.
કટુવાણી નવ દો કંઇએ, ક્રોધ વિડારી મેલોરે;
સત્યથી ચાલશું તો તો, યુવાનો કાળ સેલોરે.
અહંકાર તજી શાણા, ધન સુમાર્ગે વાપરવું;

નથી આ સુખ રહેવાનું, એવું સુખ હૃદય ધરવું.
જેમ સૂર્યાસ્ત થઇને, નલીની નાથ આવે છે;
સુખ દુઃખો પણ તેમજ, એવી રીતેજ આવે છે.
યુવાની ઋતુનીમાં તો, સદાયે શાન્તજ બનવું;
ધૈર્યતા ધરી હૈયે, સદ્ગુણોમાં વિચરવું.
મશ્કરી નવ કદી કરવી, વજન તેથીજ ઘટવાનું;
હલકા તેથી પડીએરે, માન મરયાદે મરવાનું.
ચાર ઘડીનું ચાદરણું, યુવાનું આવી જાવાનું;
યુવામાં મસ્ત થયા તો તો, આખરે દુઃખ થાવાનું.
યુવામાં પ્યારા પરમેશ, નથી કોદી ઓળખવાનો;
હાય હાય મારૂં મારૂં કહીને, નગદ નાણું સંચરવાનો.
યુવાની ઝાળમાં ઝકડાઇ, અતિશય પાપ થાવાનું;
કરી અધર્મના કાર્યો, પાપીનું પેટ ભરાવાનું.
અહાહા યુવા શાણીરે. સદાયે શાન્તિએ જાજે;
અહાહા વીર શાણારે, યુવામાં મસ્ત ના થાજે.

---

# ધૈર્યતા.

## કવ્વાલી ગઝલ.

પડે દુઃખો ભલે માથે, કુટો શીર છાતી તે સાથે.
દુઃખો બહુ આવતાં માથે, "હૃદયે ધૈર્યતા મ્હોટી."

રાખોને ધૈર્ય હથિઆર; હૈયે હિંમત અપાર.
દુઃખો નિવારે કિરતાર, "હૃદયે ધૈર્યતા મ્હોટી."
વિવાના કાર્યમાં રહીએ, મરણનાં દુઃખ પણ સહીએ;
હાય હાય કરી ! શું કરીએ, "હૃદયે ધૈર્યતા મ્હોટી"
ફરે છે છાંયડી જેમ; આવેને જાય છે તેમ;
દુઃખોનું કહો કેમ, "હૃદયે ધૈર્યતા મ્હોટી."
મોટાને દુઃખતો પડીયાં, હરિશ્ચંદ્ર તારાને નડીયાં;
પ્રભુએ દુઃખો તેનાં ફેડીયાં, "હૃદયે ધૈર્યતા મ્હોટી."
રામને સુખ હતું કેવું, વનમાં દુઃખ પડયું કેવું;
પાંડવને પણ પડયું તેવું, "હૃદયે ધૈર્યતા મ્હોટી."
વાગે દુઃખો તણા ભાલા, સહન કરવા સહુ લાલા;
સહાય થાશે પ્રભુ વાલા, "હૃદયે ધૈર્યતા મ્હોટી.
નાશવંત દુઃખો જાણી, હિંમતે બાંધીલ્યો તાણી;
મુસાફિરની શાખ છે શાણી, "હૃદયે ધૈર્યતા મ્હોટી."

---

## સુખ ને દુઃખ.

### ગઝલ.

સનમજી સુખ દુઃખ સરખાં, હમે તો માનીએ છૈએ;
પ્રભુ પ્યારૂં ગણ્યું તે તેં, હમે પ્યારૂં ગણીએ છૈએ.

સંસારિક ઘટમાળામાં, અતીષય દુઃખતો દીસે;
તોએ સનમ હમે આનંદ, ઓછો નવ થવા દઇએ.
જગતના ફોટોગ્રાફે, ખરૂં ખોટું નવ દીસે;
ભલેરો પ્રેમીઓ મારા, ખોટાને સંગ નવ રહીએ.
પ્રેમીઓ સદાય સંતોષે રહીને મસ્ત સદા બનીએ;
હ્રદયનાં સુખ યા દુઃખો, કોઇને નહિ કહીએ.
અનલહક નીપ જપીને, સનમને શીર સદા ધરીએ;
પીને પ્રેમનો પ્યાલો, ઘેનમાં પડયા રહીએ.
અતિષય પ્રેમ સપીને, ભલા થઇ જગમાં ફરીએ;
ભલા આફત આવે તો, મૂખે ઓમ્ સનમ વદીએ.
જૂઠા વૈભવ છોડયા છે, અનલહકે મસ્તતો રહીએ;
મનસુઓ ખોદા વિણુ, હ્રદયમાં પ્રેમ ભરી દઇએ.
સનમ નવ ઝુઠો હું છું, નહિ જૂઠું મન મારૂં;
પણ જીવન સદાયે છે, હમારે ચિન્વન ત્હારૂં.
સુખ દુઃખો ગણી સરખાં, સનમને સદા ગાજે;
મુસાફિર મસ્તીમાં રહીને, સદાયે ગાંડીયો થાજે.

---

# વિધવાનાં દુઃખો.

## કવ્વાલી ગઝલ.

પતીના નાશથી પ્યારાં. સુખ તો વિડરવાનાં;
ખરેખર સુખ જવાનાં, "અરે પ્રભુ દુઃખીઆ દારા."
ચુડાને ચોટલો મારો, કુંકમ ચાંલ્લા જનારો;
નહિ ઠરવા તણો વારો. "અરે પ્રભુ દુઃખીઆ દારા."
કાયા આ કુબડી થઇને, આલમે એકલી રહીને;
હવે કયાં રહુ જઇને, "અરે પ્રભુ દુ;ખીઆ દારા."
સંસાર સ્વામી વિના સૂનો, માયામાં લાગ્યોરે લૂણો;
દુઃખો અઢળક ઢળ્યાં જુવો, "અરે પ્રભુ દુઃખીઆદારા."
નહિ શુકન કોઇ વેતું, રાંડ શંખણી સૌ કહેતું;
નથી કોઇ પાઇ પણ દેતું, "અરે પ્રભુ દુઃખીઆદારા."
નિરધણીયો બળ્યો અવતાર, કહું છું પ્રભુ વારંવાર;
સુનો સંસાર ને ઘરબાર, "અરે પ્રભુ દુઃખીઆદારા."
કરૂં છું કામ હું ઝાઝું, ગાળો ભાંડે બહુ સાસુ;
બોલવાથી અતી લાજુ, "અરે પ્રભુ દુઃખીઆદારા."
વિધવાના દુઃખની કહાણી, સૂણજો બ્હેનીઓ શાણી;
મુસાફિર કહે પ્રભુજી પ્યારા, "અરે હાય દુઃખીઆદારા;"

# સન્નારીને વિજ્ઞપ્તિ.

## ગઝલ

પ્રભાતે ઉઠીને વહેલાં, હરીનું ધ્યાન તો ધરજો;
કરીતન-મનની શુદ્ધિ, પતીને પાય તો નમજો.
સ્નાન પૂજન કરીને ગ્રહકાર્ય બધાં કરશો;
કરોને પાક પ્રેમેથી, પતીના પ્રેમમાં તરશો.
પ્રથમ જમાડી પતીને પછીથી પોતે રે જમશો;
વડીલ જો હોયરે શાણી, પ્રભુ પેઠે તમે નમશો.
સંતોષી બાળને પોતે, કેળવણી જ્ઞાનની દેશો;
સદ્દગુણી બોધ આપીને; વિદ્યાનો વ્હાલીડો કરશો,
પુસ્તકો વાંચીને પ્યારાં, મોહ મત્સર તજી દેશો;
વિશાળ વાચન થકી શાણાં, હ્રદયે પ્રેમ ભરી દેજો.
પતી સંગે સદા રહીને, થાઓ નહિ બેનો દુર્ગુણી;
સંતતી તમ જેવી થાશે, સંસ્કારીને સદ્દગુણી.
નમ્રતા વિવેકને ચ્હાશો, નીતિશાળે સદા રહેશો;
કરોને યોગ્ય કરકસર, પુન્યમાં જોઇના રહેશો.
ભવિષ્યનો તમ પર આધાર; શાણી બેનો સમજજોને;
સન્નારી અતી થઇઓ, તેવી તમેરે થાજોને.

અતી ચંચળ છે રે લક્ષ્મી. ગભરાશો નહિ લગાર;
અહંકારી બનો નહિરે, નહિ તો બનશો ગમાર.
આવકનો વિચાર કરીને, નાણાનો વ્યય તો કરશો;
સાદાઇથી રહીને, પતી હૃદયે પ્રેમ તો ભરશો.
પતી વીણુ નછી જરીએ ઊચગતીજ થવાની;
પતી પ્રભુ ગણી લે છે, શાણી તે ભવ તરવાની.
સ્ત્રીને પતી દેવ છે પ્યારો, નથી બીજો દેવ કોઇએ;
**મુસાફિર કહે પ્રેમેથી, પતીની સાથરે સોહીએ.**

---

# અજ્ઞાનની વેદના.

## ગઝલ.

મળે અજ્ઞાન સ્ત્રી જેને, જીગર દુઃખી તેનું ભારી;
અરે દુઃખ ક્યાં તે ઉચ્ચારે, નહિ જીંદગી જશે સારી.
ઉપાડા શીર કાંટાના, જગતમાં તેને તો ભારે;
અરે કંકાસ કજીઆમાં, જીંદગો દુઃખી તે ગાળે.
પુરવનાં પાપ કંઇ વળયાં, મળી અજ્ઞાન અવિચારી;
ખરે દુઃખ ક્યાં ઉચરવાનો, જવાનો જન્મ દુઃખકારી.
સદગુણી બાતઓ મારા વિદ્યા રસી કદી કરગો;
નહિતો જીંદગી દુઃખમાં, નાખીને જગતમાં ફરશો.

અરે પ્રેમી બાંધવા મારા, સ્ત્રીઓને સદ્ગુણો આપો;
પ્રેમીલા થઇ પોતે. પરસ્પર પ્રેમતો સ્થાપો.
ભણેલી સીતા–દમયંતી, દ્રૌપદીએ સતીપદ રહાયું:
પતીને પ્રભુ ગણુપતી, દુઃખ ત્હેને નહિ આવ્યું.

# હમારો રાહ ન્યારો છે;

## ગઝલ.

હમે તો પ્રેમના બંદા, હમારો રાહ ન્યારો છે;
ફના આલમે ફના થાશું, સનમના પ્રેમને ચાંશું;

પ્રેમના કટોરાથી, નશાના ઘેનત્રમાં રહીશું;
કૈવલ્ય સનમજીથી, ગુરૂદ્વારોમાં મહાલીશું
સદાંએ ઓમ વદનમાંથી, અતી પ્રેમેજ કાઢીશું.
ભલી આલમે ભોળાંથી, હમ્મેશાંરે જુદા રહીશું;
હ્રદયે બહુ ભરી પ્રેમ, ઇશ પ્રેમે પડયા રહીશું;
બનીને પ્રેમીલા બાવા, સનમનાં ગીતડા ગાશું.
અંતરના ઉદ્દગારોથી, હંમેશાં મસ્તીમાં રહીશું;
કામી વૃત્તીઓનાથી, હમે તો વેગળા થાશું.
બની મસ્તાન હમે તો, ગુરૂ દ્વારે ગમન કરશું;
ભલે ભૂપતી આવે તો, શરમ નવ હમે ધરશું.
અખંડાનંદને રાચી, હમેના દુસરે જાશું;
માયાથી પટપરેથી, હમે તો વેગળા થાશું;
હમે તો સનમને ચ્હાશું, હમે તો પ્રેમને ચ્હાશું;
શયતાનો તણાં શાણા, બધાં છલબલ જવા દઇશું,
સચ્ચીદાનંદ પ્રભુજીની, હમે સેવ સદા કરશું;
એકયતા રાખીને પ્યારા, હમે તો ભવ આ તરશું,
રહીને સનમની ગુફે, નિરમળા પ્રેમમાં ફરશું;
મુસાફિર પ્રેમીલો થઇને, સદાયે સનમજી ગાશું.

# સનમની સહાયતા ને અમારૂં દેવાળું.

## ગઝલ.

સનમ સાહેબ એ શાણા, તમારો પ્રેમ મોટો છે;
હમારા સરવાયાની માંહી, તમારી સાયનો ટોટો છે.
અરે ઓમ્ સનમજી સરાફ, તમારી પેઢી માંહીથી,
કહો પ્રભુ કેટલું ધીરશો, હમોને અંગ ઉધારેથી.
હમારો દોકાનતો ફુટયો, સનમજી ધીરોને હાવે.
ફનાં આલમ માંહી તો, હમારી ભીડ તો જાવે.
વ્યાજ આપનું આપવા, નથી શક્તિ માનઓસાહેબ;
હમે તો દેવાળાં કાઢી, દેવામાં ડૂબ્યા સાહેલ;
કશો આધાર કર્યો નથી, તમારી સહાયે કરવાનો;
આપોને પ્રેમની નોટો, ભલે દ્યો પ્રેમનાં નાણાં.
નહિ હમો પછી ડુબશું, દેવાળાં નવ કાઢનારા;
સનમની સામ નવ જોને, અથડી અથડી મરનારા.
સનમ, આભાર માનીને, ભલેરા આલમે ફરશું.
સનમજી સહાયજો હોશે, ભવ અરણવે પણ તરશું.
વિભુ સહાયથી વહાલા, હવે તો તરતાં આવડશે;
મહાસાગર ભલે હોયે, ઓમ્ પ્રભુ નામે તરાશે.

વિભુ ચરણે પડી કહું છું, હમારા દોકાનમાં શાણા.
કોદી, ન આવવા દેતા, શુન્યનો ટાટા આ શાણા;
સાહેબસનમજી હાવે, મુસાફિર મસ્ત તો કહે છે;
વિભુજી પ્રેમ પાશોરે, શરાબી પ્રેમ પાશોરે.

---

# અમારી નોકરી.

## ગઝલ.

હમે તો નોકરી કરીએ, હમે તો ચાકરી કરીએ;
પ્રભુની નોકરી કરીએ, હમે તો પ્રેમમાં રહીએ.
સદાયે મગ્ન રહીને, સનમની નોકરી કરીએ;
વિભુની ચાકરી કરીને, સદાએ આજ્ઞાએ રહીએ.
દુશ્મનથી નવ હમેડરીએ. હલાલી નોકરી કરીએ;
ખોદાની નોકરી કરીએ, પ્રેમે ગુલતાન તો રહીએ.
માશુકની નોકરી કરીએ, આશુક થઈ આલમે રહીએ;
ઠરીને ઠામ નવ ઠરીએ, હમેશાં નોકરી કરીએ.
હમે તો પ્રેમના બંદા, હમેશાં નોકરી કરનારા;
હમે તો ઇશ્કના બંદા, સનમ સરકાર ચાહનારા.
વિભુ આજ્ઞા હોયે તો, સનમ હજુર મોકલનારા.

સદાયે નોકરી કરી, પેનસનમાં મોક્ષ પામનારા.
હમે તો રોટીઉં ખાઇને, હમેશાં નોકરી કરીએ;
હમે તો મગરમસ્ત રહીને, સદાયે ચાકરી કરીએ.
સનમ સરકારથી સોહીએ, પ્રભુની ચાકરી કરીએ;
ફાનીઆલમની માંહી, ઠરીને ઠામ નવ ઠરીએ.
હલાલી નોકરી કરીએ પ્રેમીલી નોકરી કરીએ;
મુસાફિર મગર મસ્ત રહીને, સનમની નોકરી કરીએ.

---

## સનમના મુરખડા.

### ગઝલ.

હમે તો મુરખડા છૈયે. સનમના મુરખડા છૈયે;
જગતમાં મૂરખડા છૈયે, મનથી મુરખડા છૈયે.
પ્રભુના મુરખડા છૈયે, જનમથી મુરખડા છૈયે;
અમે તો પ્રભુથી સોહીએ, વિભુના મુરખડા છૈયે.
અમે તો મુરખડા છૈયે, ખરેખર પાગળ છૈયે;
હૃદયથી મુરખડા છૈયે, મોટાં ના મુરખડા છૈયે.
હમે તો પ્રભુ ગુણ ગાઇને, જગતમાં મુરખડા થઇએ;
સનમને વાલા સદા થઇને, સદાએ મુરખડા થઇએ;

પ્રભુના પ્રેમમાં રહીએ, પ્રેમથી મુરખડા થઇએ;
અહા દિલવરખાનજી પ્યારા, તમારા મુરખડા થએ.
રહીતમ પ્રેમમા મસ્તાન, માશુકના મુરખડા થઇએ;
સનમજી રહીને ગુલતાન, અક્ષાની અંધ પણ થઇએ.
ઉખડેલા જગમાં છયે, નિડરતાથી જગે ફરીએ;
હમારે સુખ દુઃખ નહિ જરીએ, હમારે ભૂખ નહિ કંઇએ.
એમ સનમ સદા કરીએ, આશુક થઇ આલમે ફરીએ;
આશુક થઇને સદા ભમીએ, માસુકના મુરખડા છૈયે.
માશુકના પ્રેમમાં રહીને. સદા મુરખડા થઇએ;
મુસાફિર મુરખડા છૈયે, સનમના મુરખડા છૈયે.

---

# શોખીલાને.

## ગઝલ.

ગાવો સનમનાં ગુણગાન. પ્યારા મારા શોખીલા;
પરમાનંદ છે ગુણવાન, અરે ઓ શાણા શોખીલા.
વદી વદનેરે પ્રેમીલા, સનમશાન્ત શોખીલા,
પ્રભુ શાણા ચતુર સુજાણ, હૃદયમાં ધારો શોખીલા.
પ્રેમે પ્રભુ ન્હાશો શોખીલા, સજજન સનમ ન્હાશો શોખીલા;
પૂરણ પ્રેમે ગાવો શોખીલા, વિભુ હૃદયે સ્થાપો શોખીલા.

મનસુરે મ્હાલો શોખીલા, આશુક થઇ ગાવો શોખીલા;
જય ઓમ્ બોલી શોખીલા, હૃદયપટ ખોલો શોખીલા;
સત્યતા સજો શોખીલા, કામ ક્રોધ છાંડો શોખીલા;
સત્યાનંદ શોધો શોખીલા, દિવ્ય ટહુકે ટહુકો શોખીલા.
ઇશ ગુણોગાઇ શોખીલા, માયા મનથી ટાળો શોખીલા;
કોકીલા પેઠે વદો શોખીલા, કાગ પેઠે ન બોલો શોખીલા.
પરોપકાર ચ્હાવો શોખીલા, હૃદયે દયાળુ થાવો શોખીલા;
પ્રેમીપ્રેમાળુ થાઓ શોખીલા, સનમ અંતરે ન્યાળો શોખીલા.
રટોને રામ શોખીલા, હૃદયે રમતા રામ શોખીલા;
ભવાબ્ધી તારનાર શોખીલા, મ્હાલા સનમ શોખીલા.
નિર્મળ પ્રેમી થાવો શોખીલા, કૃષ્ણ કપટ ત્યાગો શોખીલા;
મુસાફિર પ્રેમી શોખીલા, થાઓ સો પ્રેમી શોખીલી.

---

## અમારૂં ને તમારૂં.

### ગઝલ.

મ્હાઓ પ્રભુજી પ્યારા, સકળ વિશ્વ તમારૂં છે।
અમારૂં તે તમારૂં છે, સૌ આ તમારૂં છે.

અહાઓ પ્રેમી ભક્ત પ્યારા, કહો ન કંઇ હમારૂં છે;
શાને લવો હમારૂં છે, સૌ આ હમારૂં છે.
હમારૂં તે હમારૂં છે, તમારૂં તે તમારૂં છે;
ના બોલો કંઇ હમારૂં છે, સકળ આ હમારૂં છે.
મિથ્યા કાં બોલો આવું, મૂરખતાથી હમારૂં છે;
ભોળાં ના બોલો આવું, હમારૂં આ હમારૂં છે.
સૌ આસનમનું છે, સૌ આ પ્રભુનું છે;
જગત આ વિભુનું છે, કંઇએ ના તમારૂં છે.
હૃદય આ પ્રભુનું છે, સૌ આ સનમનું છે;
જાણીના બોલો આવું, હમારૂં આ હમારૂં છે.
કહોને પ્રેમીલા પ્યારા, સનમશાણા તમારૂં છે;
હૃદય આ તમારૂં છે, જગત આ તમારૂં છે.
અમારૂં તમારૂં કરતાં, વખત નકામો જાય છે;
સદા રહો ઇશ ભક્તિથી, સનમ તેને ચા'ય છે.
સનમ શાણા! આલમવાળો, હૃદયનો વસનારોનું;
મુસાફિરના હૃદયે રે, સદાયે વસનારોહું.

---

# સનમના જોગીડા

## ગઝલ

હમે તો જોગીડા છૈએ, સનમના જોગીડા છૈએ;
હૃદયમાં ફકીરી ધરીએ, ફકીરી વેશે પણ ફરીએ.
સદાએ મગરમસ્ત રહીને, મંદિર પ્રેમે પડયા રહીએ;
હમે તો જોગીડા થઇને, કો દીન ભોગીડા થઇએ.
સનમ પેઠ હમે તો, સદાશાન્ત બની રહીએ;
પ્રેમી જોગીડા થઇને, નહિ આલમે માગીને ખઇએ.
હમે તો નં ફકરા થઇને, પ્રેમમાં પડયા રહીએ;
હમારી પાસકો આવે, શરાબી પ્રેમ તો પાઇએ.
શરાબી પ્રેમ નીમઝો, ભાળી તે નહિ જાયે;
પ્રેમના કટોરા માગી, સનમની પાસ તે જાયે.
હમે તો જોગીડા થઇને, પ્રેમે પાગળ બનનારા;
ભલે મુરબ્બી આવે તો, નહિ શરમ ધરનારા.
પ્રભુના જોગીડા છૈએ, હમે તો જોગીડા છૈએ;
મનથી જોગીડા છૈએ, તનથી જોગીડા છૈએ.
મહાન ન સનમજી છે, ગુરૂ ઓમ્ સનમજ છે;
અમારી મંડળી માંહી, આલમ જન આવવું છે !

ભલે આવો તો છટકારી, હમો કો દી'ન કાઢનારા;
ભલે આવો ! ભલે આવો ! હમે પ્રેમ રસ પીનારા;
હમે તો જોગીડા થઇએ, ભોભાં જનને નહિ દુભીએ;
મુસાફિર મસ્તીમાં રહીને, સનમના જોગીડા થઇએ.

---

## વહેતી સરિતા.

### કવ્વાલી ગઝલ.

અહાહા દેવી તું કેવી, સદાએ શાન્ત થઇ સૂતી;
ઉંડી ગંભીર તુજમૂર્તી, " અહાહા વહેતી આ સરિતા."
તેનાપર નભનું કેવું, અલૌકિક તેજ પડેલું;
રવિનું તેજ તેજ પણ તેવું, "અહાહા વહેતી આ સરિતા."
અદ્ભૂત ચાલતો તારી, અતિશય શાન્તિ છે સારી;
વારીમાં સ્યામતા ભારી, " અહાહા વહેતી આસરિતા."
મંદમંદ સ્વરથી વહેતી, ખળખળ ધૂન તું કરતી;
ઘડી એ ઘડી નવ ઠરતી, "અહાહા વહેતી આ સરિતા."
મોજાંમાં માછલાં ઉડતાં, તણાતાં કાષ્ટ બહુ બૂડતાં;
પ્રેત બહુ જળમાં તરતાં, " અહાહા વહેતી આ સરિતા.
શૌચતા તારી ને સારી, સદ્ગુણી તુજ ઠરનારી;

કાલુ કાલુ ગાન કરનારી, "અહાહા વહેતી આ સરિતા."
ઉદરે તૂજમાં ઝાઝા, ઝુડેલા બહુ પંકાતા;
દયાળી તું ખરી દાતા, "અહાહા વહેતી આ સરિતા."
અતિશય બગ એભીને, શોધે છે મચ્છ પેસીને;
ચાકે તે બેટ બેસીને, "અહાહા વહેતી આ સરિતા,"
મગર મચ્છો ગડયા ઝાઝા, નથી તું છોડતી માઝાં;
ઉપકારી ગુણ તૂજ ઝાઝા, "અહાહા વહેતી આ સરિતા."
વનસ્પતિ અતિશય છે, કોતર વહેળા પડેલા છે;
મુસાફિર ગુણ ગાયે છે, "અહાહા વહેતી આ સરિતા."

---

## ટહુકો.

### ગઝલ.

અહાઓ દિવ્ય કોકિલા, ટહુકે શું અતી ઝાઝું;
મીઠડી આ રવ ગરજીને, વગાડે છે અહા વાજું.
તુતો છે શ્યામળીશાણી, રાણી તું આમ્ર તરૂની;
ટહુકે નવ દેખાયે, કાયા તુજ ચતુરાની.
પ્યારો છે તૂજનો કલરવ, હૃદયે તેજ પેટો છે:
તહારા ટહુકા સુણતા, હંસલો મૂજ બેઠો છે.

કલરવ કાલો અરે તારો, અતિશય મીઠડો લાગે;
સુણી શોખીલા શાણા, તણારે શોક તો ભાગે.
અરે છે શ્યામળી તું તો, પણ નહિ શ્યામળા ગુણો;
ગુણો છે તુજમાં ઝાઝા, પણ ન ખોળતી ખૂણો.
કોકિલ કંઠી ખરીનારી, પહેલી તુજ વખણાયે;
તહારા રૂપની ટાગડી, ખરેખર તેજ ઝપટાયે.
શીળી ચાંદનીની માંહી, અતિશય મીઠું ગરજે છે;
દિવ્ય ગર્જના થકી મારી, હૃદયની બંસી થરકે છે.
ટહુકો કરશે મારો, હૃદયની હંસતો શાણી;
ગાન મીઠું ગરજીને, બોલીશું તુજની વાણી.
અતી ઉછળશે આનંદ, અમો અમમાં ભારી;
મુસાફિર શાણીને કહે છે, કોકિલ! તું બહુ સારી.

---

## વહાલી વસન્તને.

### કવ્વાલી ગઝલ.

અહાઋતુ તણી રાણી, વસન્ત તુજ છે શાણી;
રમ્ય છે તુજની કહાણી, "વહાલી વસન્ત કેવી છે.
રમે તું ઝાડને પહાડે, ફરે તું આભને ડાળે;

સરે તું અરણ્યે સારે, "વ્હાલી વસન્ત કેવી છે."
સોનેરી વાદળી સારી, ઉજળી છે અતી પ્યારી;
આનંદે કામ કરનારી, "વ્હાલી વસન્ત કેવી છે."
સૌન્દર્યતા બધે સરખી, સ્વચ્છંદે તું તોરે ફરતી;
જડ જેવો થયો નીરખી, "વ્હાલી વસન્ત કેવી છે."
સૂર્યોદય અતિ સારો, દૃષ્ટીથી લાગે તે પ્યારો;
રહ્યો રવિ ખાંજુએ ન્યારો, "વ્હાલી વસન્ત કેવી છે."
ખરે તું જડ હૃદયે, અમોલું જ્ઞાન ઉપજાવે;
જવાની આ જુવાની છે, "વ્હાલી વસન્ત કેવી છે."
જવાના દિ'સારા લાગે, નિરખો તે નજર આગે;
અજ્ઞાને બાણુ તે વાગે, "વ્હાલી વસન્ત કેવી છે.
ખરેખર ચડતીને પડતી, થવાની અડચણો નડતી;
મુસાફિર કહે નવ સરતી, "વ્હાલી વસન્ત કેવી છે."

---

# શર્વરીને.

## કવ્વાલી ગઝલ.

અરે ઓ શર્વરી શાણી, અરે ક્યાં આવ્યાં શોકાણી;
સ્યામ સાળુ દીપે શાણી, "ખરે આ શર્વરી દેવી."

કપોલ પ્રદેશમાં ધ્યારી, ઓપ્યો છે ચાંદલો ભારી,
સ્યામતામાં દીસે સારી, " ખરે આ શર્વરી દેવી. "
રૂપેરી ચાંદલો મ્હોટો, શશીનો નહિ મળે જોટો;
આલમે મૂકે છે દોટો, " ખરે આ શર્વરી દેવી. "
શુભ વેશ ધર્યો કાળો, કહોને લોભાવા ધારો;
તમને નીરખી આવે ચોરો, " ખરે આ શર્વરી દેવી. "
ચોર-ધૂડનેરે કૌમુદી, ઉદરે રાખે છે પુરી;
ખરે છે તું બહુ શૂરી, " ખરે આ શર્વરી દેવી. "
નિશાચરો તણી શાણી, છેરે તું શકની રાણી;
આવકારે ખોટી વાણી, " ખરે આ શર્વરી દેવી. "
પાપીઓ કરે કાળાં, નિશાએ સ્યામતા વાળાં;
પ્રભાતે તેને મૂખ તાળાં, " ખરે આ શર્વરી દેવી. "
જવાની તુજની ઝીંદગી, કરાવ તું પ્રભુ બંદગી;
મુસાફિર જશે શું છટકી, " ખરે આ શર્વરી દેવી. "

---

## કળાધર મોરલો.

### કવ્વાલી ગઝલ.

નીલકંઠ મોરલો કેવો ? ટહુકા મિષ્ટ કરનારો;

પ્રેમીએ મેઘ ચાહનારો, " કળાધર મોરલો કેવો. "
ટહુકે કેવું લલકારે, સૂતેલું જગત જગાડ;
કળાએ ઢેલ રમાડે, " કળાધર મોરલો કેવો. "
કળામાં રંગ બહુ ભરીયા, દીપાવા હામ તે ઠરીઆ;
પીછે તારલા ખરા બનીયા, " કળાધર મોરલો કેવો. "
અભીમાન નહિ જરીએ, ફરે છે ફેર ફુંદડીએ;
તેની તો શીખ હૃદય ધરીએ, "કળાધર મોરલો કેવો."
હૃદયનો મોરલો નાચે, ખરો તે પ્રેમમાં રાચે;
દુર્ગુણે સદા લાજે, " કળાધર મોરલો કેવો. "
પ્રેમીલા પ્રેમ છે સાચો, ઢેલડીઓ સાથમાં ગાજો;
ધર્યાં સદ્‌ગુણી બહુ સાજો, " કળાધર મોરલો કેવો. "
કળા કિરતારની જેવી ? દીસે છે નારી પણ તેવી;
જોતામાં સરી પડે એવી, " કળાધર મોરલો કેવો. "
તને વૈભોગ નહિ વહાલો, રાસે રમાડું તું ઢેલો;
વગરજી થાયે કાલો, " કળાધર મોરલો કેવો. "
દીનતા તૂજમાં બહુએ, પરોપકારી પણ કહીએ;
તૂજ ગુણો અહા લઇએ, " કળાધર મોરલો કેવો. "
ચક્ષુનાં બિંદુડાં તારાં, વધાવે ઢેલો તે પ્યારાં;
શીખ તૂજલે હૃદય સારાં, " કળાધર મોરલો કેવો. "

મીઠો કલરવ અહા પ્યારો, હૃદય મોરલો સારો:
પ્રભુ ચરણે રહે ન્યારો, "કળાધર મોરલો કેવો."
લહેતુ નિષ્ટ બહુ લહાવા, પ્રેમીના ગુણને ગાવા;
મુસાફિર પ્રભુ ગાવા, "કળાધર મોરલો કેવો."

## ઇસ્કદરદીને

### ગઝલ.

એ ઇસ્કના દરદી સૌ, દિલદાર નેમાનો તમે;
એ પ્રેમ તણા પ્યાલા પિનાર, પ્રેમીઓ માનો તમે.
મિથ્યા સ્થુળ પ્રેમ માટે. શા માટે ભમતા ફરે;
ઓ પ્રેમના કરનાર, માનો તમે માનો તમે.
જ્યાં લગીસત્ય પ્રકાશ નથી, ત્યાં લગી સૌ દુઃખી છે;
માટે જીગરના પ્રેમીઓને, પ્રેમથી પૂછો તમે.
દિપકમાં અંજાઇને, પતંગ જ્યમ ફસાઇ પડે;
ત્યમ સ્થુળ પ્રેમે પડતા બચી, પ્રભુ પ્યાંસને સ્મરો તુમે.
કામી વૃતિઓ ત્યાગી સહુ, નિતી પંથે ચાલોસહુ;
જો સુખી થવા ઇચ્છો તો, કિરતારને નમો તુમે.
પ્રેમી તમ અંતર વિષે, દિવ્ય વસ્તુ શી અહા!

પ્રેમી તમ અંતર વિષે, દિવ્ય વસ્તુ શી અહા!
સ્થુળ વૈભવ મિથ્યા અહા! ફિરતારને સ્મરો હમે.

---

# પુરાણું પાટણ

## કવાલી ગઝલ.

અહા પાટણ હતું કેવું! સહુ જનને જોયા જેવું;
હવે જોતાં તરત રોવું, "ખરેખર પ્રભુની કુદરત."
થતાં જ્યાં બાદશાહી ગાન. ત્યહાંતો છે બધે વેરાન;
રાયરંક રહેતા ગુલ તાન, "ખરેખર પ્રભુની કુદરત"
ક્યાંરે સહસ્ત્ર લીંગના પાણા, ખરે ક્યાં વીર એ શાણા;
ગયા પટોળીના વાણા, "ખરેખર પ્રભુની કુદરત"
રાણીની વાવ ક્યાં મ્હોટી, રહી નિશાની નવ છોટી;
પુરાણી દિવ્યતા રોતી. "ખરેખર-પ્રભુની કુદરત"
અતી શૂરવીર હતા જોદ્ધા ખરે આંસુ વળી રોતા;
એ વારે દીન હવે જોતા, "ખરેખર પ્રભુની કુદરત"
નિર્મળ જળે જુવો વહેતી, દિવ્ય દુઃખડાં બહુ સ્હેતી;
મૃદુગાન અતી કરતી, "ખરેખર પ્રભુની કુદરત"
અતિ ધનધન લુંટાયાં, પાટણનાં રાજ્ય ઝુંટાયાં;
રણવાસે શીર કુટાયાં, "ખરેખર પ્રભુની કુદરત"

મદોન્મત જોબને ભરતી, પનઘટ નીર નવ ભરતી;
અરે જુવો ચડતી પડતી, "ખરેખર પ્રભુની કુદરત"
પુરાણા પુરને જોઇ, અશ્રુસારસે અતીરોઇ;
ભલે કઠીન હૃદય કોઇ, "ખરેખર પ્રભુની કુદરત"
ઝરે છે નયને જ્યોતી, પુરાણા લેખને જોતી;
પતી પૂઠે પ્રાણુ તો ખોતી, "ખરેખર પ્રભુની કુદરત"
થઇ છે શુરીસતીઓ બહુ, કરી અમર આત્મા ગઇ તે સહુ
તેઓના ગુણુ શાશા કહુ, "ખરેખર પ્રભુની કુદરત"
અરે પાટણુ પ્યારૂં રે, રહ્યું તુંજ નામ સારૂંરે;
ગયું તુજ કામ સારૂં રે, "ખરેખર પ્રભુની કુદરત"
તહારી દિવ્યતા કેવી, પુરાણી પુરી તું કેવી;
મુસાફિર થાજે તેવી, "ખરેખર પ્રભુની કુદરત"

---

## દિવ્ય વિદ્યાદેવી.

### ગઝલ.

અહાહા! કામ ઘેનું છે, વિદ્યા તું કામ ઘેનું છે;
સરસ્વતિ માડી તુ મારી, અહાહા! કામ ઘેનું છે.
જીહ્વાએ તું સદા વસજે, સદ્ગુણો પ્રેમના દેજે;

સદ્‌ગુણો સદા દઇને, પ્રેમીની પાસ તું રહેજે,
ખરે તું દીવ્ય એ માડી! સેવું છું તૂજને દાંડી;
વિદ્યામૃત તું દેજે ભારી, દુર્ગુણો દુષ્ટને કહાડી.
ખરે છે ગુણ તૂજ ઝાઝા, સેવેલા બહુ પંકાતા;
તને નવ માન છે જરીએ, અહા તૂજમાં નહિ મમતા.
નથી જ્ઞાત ભિન્નતાતારે, નથી મોટાઇ તને જરીએ;
સેવી જો તૂજને શાણી, નહિ પછી કદી ડરીએ.
બેસાડે કોને ખુરસીમાં, વળી બેસાડે ગાદીમાં;
અહાહા શાણી પ્યારીરે, મઝા માણાતું ગાડીમાં.
ખરે તું દિવ્ય છે દેવી! સજાવે સદ્‌ગુણો ઝાઝા;
પીયે પૂજ અમૃત કોઇ, નહિ તે છોડશે માઝા.
આશ્રય જો તુજનો લેશે, સુખી તે જગમાં થાશે;
નહિ સેવ તૂજની કરશે, પછીથી તે તો પસ્તાશે.
ચોરો નહિ તૂજને લૂંટે, અહાતું દયાળી દેવી!
આગ્યમાં નહિ બળવાની, ધન્ય જેણે તને સેવી!
જ્ઞાનં દિપક પ્રગટાવે, અજ્ઞાની બુદ્ધ ઓલાવે;
આહાહાં દિવ્ય તું તો રમાડે. પ્રેમ હિંચોળે ઝુલાવે.
અહાહા તૂજથી શાણી, ઘરી સતીઓ થઇ ગઇઓ;

ખરેખર વિદ્યા તુંથી તો, સતીઓ ભવતરી ગઇઓ.
ભલા તૂજથી થયા મ્હોટા, રામકૃષ્ણ પરમ હંશો;
અહાહા દિવ્ય દેવીથી, રામતીર્થ પ્રભુ અંશો.
હૃદયે પૂજ્યતા, ગુરૂકૂળો ગજાવે છે;
આશ્રમે રહી પોતે, ઋષીમુનિ સંભારે છે.
મહર્ષીરાજર્ષી તુજથી, રૂડાં તંત્રો ચલાવે છે;
વિદ્યાર્થી મગરમસ્ત થઇને, હૃદય અજ્ઞાની હલાવે છે.
નરનારી તણું રૂપ, તૂજથી અદકું દિસે,
સેવે નહિ તૂજને શાણી; પશુની તુલ્ય ગણાશે.
અહાહા દિવ્ય દેવી તું મગજમંદિર સદા વસજે;
મુસાફિર કહે ઓ શાણી, મ્હારી જીહ્વાએ વસજે;

---

## દર્પણની દિવ્યતા.

### ગઝલ.

અરે આરસા ભલો તું તો, જગત સત્ય દેખાડે છે;
કોઇની શર્મ નવ રાખે, હોય તેવું જ દેખાડે છે.
સારૂં નઠારૂં ભલું હોયે, બતાવે તું ખરેખરૂં;
કદરૂપો જો હોયે તો, બતાવાનો નઠારૂં.

હૃદયનો આરસો તેતો હૃદયના દોષો દેખાડે.
તન-મન નાઅતીદોષો, મૂરખ તે તો નવ કહાડે.
ખરેખરૂં બતાવે ત્યાં, અન્ય માર્ગ શાને લે છે;
હશે છે લોક આલમના, ઘેલડો સૌ તને કહે છે.
કૃતિ તુજની તેવી નીરખી, સત્ય દર્પણ બતાવે છે;
મુસાફિર ઘેલડો પામા, દર્પણ જો શું બતાવે છે.

## રૂઢી બાઇની દીનતા.

### ગઝલ.

અરે ઓ શાણાં સમજુઓ, વાત તમો વિચારો:
આંધળાં થઇ ગયાં શાને, ધાલીને ચાલ નઠારો.
રૂઢીના ચાલ આ કેવા, બે હાલ તે બનાવે છે:
સુધરેલા પણ પઢીને, રૂઢીને માન આપે છે.
જાણીને લઇને દીવો, પડે છે કુપમાં તે તો;
દુ:ખ વેઠે પછી ત્યારે, દીનતા આવસે ત્યાં તો.
કુડો રૂઢી બધી શાને, જણાવે જોર પોતાનું;
ભલે કંગાલ તે હોયે, બાપના કુવે બુડવાનું;
ભલે જણસો મૂકો ઘરની, કરોને જ્ઞાતતો સારી;

ભલે વેચાવો પોતે પણ, કરો ન્યાત બહુ સારી.
કારજ કરો ભલે પરણો, શ્રીમંત કરો પ્રીતે;
રૂઢી પ્રમાણે ચાલીને, જમાડોને ખરી ખાંતે.
રૂઢીને વળગી ને પ્યારા, ભલે ઘરબારતો વેચો;
દુઃખસમે કો નહિ આવે, પડેલાં દુઃખને સ્હેજો.
દેવામાં હુબાને પોતે, પછીથી શું રે આપવાના;
ખાવાનું નહિ મળે ત્યારે, ઝેર ખાઇને મરવાના.
ન્યાતીના બંધુઓ મારા, કુધારા દુઃખ કરનારા;
સુધરેલા થઇ પોતે, થાઓને દુઃખ હરનારા.
અરજમુજ દિલમાં ધારી, કરોને સુખ તો ભારી;
ખોટી મોટાઇને રૂઢી, કહાડો હૃદય વિચારી.
નમનતાઇથી કહુ પ્યારા, ગરીબાઇ વધુલાવે;
નષ્ટ રૂઢીબાપને ત્યાગો, ન્યાતીનાં દુઃખ તો જાવે.



# આ પુસ્તકના લેખકનાં

## લખેલાં પુસ્તકો.

**નયનચંદ્ર** નોવેલ ભાગ ૧ લો. પ્રકરણ ૨૫.

**પતિવૃતા પ્રેમદા** નોવેલ પ્રકરણ ૩૨.

**ભજનામૃતમાળા** રસમય ભજનો ૩૦૦.

**મુસાફિર કાવ્યમાળા** રસમય કાવ્યો ૧૦૮.

**વચનામૃતમાળા** અમૂલ્ય વચનામૃતો ૧૦૮.

**રસીલી વાર્તામાળા** ગમ્મત સાથે જ્ઞાન આપનારી વાર્તાઓ ૧૫.

આ પુસ્તકોમાંથી કોઇ પણ પુસ્તક છપાવવા ઇચ્છનારે લેખક સાથે પત્રવ્યવહાર કરવો.

ડાહ્યાલાલ સોમેશ્વર ત્રિપાઠી.
પંડોલી. વાયા આણંદ.

થોડા સમયમાં બહાર પડશે.

# " ભજનામૃત માળા "

જેની અંદર કૃષ્ણચંદ્ર પ્રભુનાં ૨૦૦ ભજનો છે;
જુદી જુદી રાગ રાગણી, ધોળ, પદ, કાફીઓ,
નાટકના રાગનાં વગેરે ઉત્તમોત્તમ પ્રભુ
પ્રત્યે પ્રેમ કરાવી દુર્ગુણોને ટાળ-
નાર ભજનોનો સમુદાય છે.

કૃષ્ણચંદ્ર પ્રભુની માન્યતા ધરાવનાર વૈષ્ણવજનોને
ખાસ લેવા ભલામણ છે. અગાઉથી ગ્રાહક
થઇ ઉત્તેજન આપો.

નામ નોંધાવવાનું સ્થળ. લખો.

**मुसाफिर—डाह्यालाल सोमेश्वर त्रिपाठी**
પ્રણયમન્દિર—પંડોળી
વાયા આણંદ.

## એક અપૂર્વ રસમય નોવેલ.

| | | |
|---|---|---|
| થોડા સમયમાં બહાર પડશે. | **નયનચંદ્ર–પ્રેમલક્ષ્મી** કિંવા **અર્વાચીન સમય.** | ૨૬ મોટાં રણો છે અગાઉથી ગ્રાહકથવા ઉત્તમ તક. |

## ભાગ ૧ લો.

કે જેની અંદર અર્વાચીન સમયનો ચિતાર આપવામાં આવ્યો છે. ૧, વિજયા–દશમિનું પ્રભાત. ૨, પ્રેમલક્ષ્મીનો પ્રેમ. ૩, પ્રેમલક્ષ્મીને પત્ર. ૪, ગુણવંતીનો ગભરાટ. ૫, ભયભરેલી ભૂતાવળી. ૬, સીતારનો શોખ. ૭, વિનોદચંદ્રનો વૃત્તાંત. ૮, તાપીતટે મિજલસ. ૯, પ્રેમલક્ષ્મીનો પરોપકાર. ૧૦, સુમનનું સ્વપ્ન. ૧૧, સાસુ વહુની લઢાઇ. ૧૨, પ્રેમલક્ષ્મીનો પ્રવાસ. ૧૩, વિદ્યાનંદના આશ્રમમાં સુમન. ૧૪, નયનચંદ્ર મુંબઇમાં. ૧૫, નગદનાણાંનાં લાલચુ માબાપ ૧૬, ગુણવતી અને વિનોદ. ૧૭, ભર દરિયે નયન. ૧૮, ચોરતલાવડી. ૧૯, કાળરાત્રીની ક્રૂરતા. ૨૦, ભમતારામનો ભવાડો. ૨૧, આત્મજ્ઞાનનો આલ્હાદ. ૨૨, જોગણીને જીવતાનો ભોગ. ૨૩, ભમતારામની જેલયાત્રા. ૨૪, પતિના પ્રેમે પિડાતી પતિવ્રતા. ૨૫, મહાત્માની મઢુલી. ૨૬, હસ્તમેળાપ.

સ્ત્રીઓ તેમજ પુરૂષોને અસર થવા સારૂ સચોટ લખાણ લખવામાં આવ્યું છે. લખો:—

**મુસાફિર–ડાહ્યાલાલ સોમેશ્વર ત્રિપાઠી.**

પ્રણયમન્દિર–પંડોળી. અને દંપતી હિતેચ્છુ ઓફિસ–અમદાવાદ.

## દાનેશ્વરી દાતાઓ ! વાંચો ને વંચાવો ?

### જીંદગીની સાફલ્યતા શાથી ?

## પુણ્ય–દાનથી ! !

## સુપાત્રોને દાન આપવાનું સ્થળ કયું છે ?

# નાર

## શ્રી મોઢ બ્રા. બાળાશ્રય સમાજમાં ! !

### ઓ આર્યાવૃતના દાનેશ્વરી દયાળુ દાતાઓ ? !

મોઢ ચાતુર્વિદ્ય બ્રાહ્મણોના બાળાશ્રય સમાજને મદદ કરવી એ દરેક જ્ઞાતિના દાતાઓની ફરજ છે. વળી મોઢ વણીકો તો જેટલી મદદ ન કરે તેટલી ઓછી છે. આ સમાજને મદદ કરી સેવ્ય ધર્મનું પરિપાલન કરી ફરજ અદા કરવી ! સમાજના ફંડમાં નાનેથી મોટી રકમ સ્વીકારવામાં આવે છે.

આ ફંડનો ઉપયોગ મોઢ બ્રાહ્મણોનાં બાળકોની કેળવણીમાં પ્રવૃત્તિ વધારવામાં કરવાનો છે.

સર્વ પુણ્યોમાં વિદ્યાદાન મોટામાં મોટું છે. જો આપ આ સંસ્થાને મદદ કરશો તો બ્રહ્મબાળના વિદ્યાભ્યાસનું ફળ આપનેજ મળશે.

સદ્‌ગૃહસ્થોને વિનંતી છે કે, આંગળી દેખાડયાનું પણ પુણ્ય છે. તો હૃદયમન્દિરમાં પુણ્ય વૃતિને સ્થાન આપી દાનેશ્વરી કોમળ હસ્ત ફૂલ નહિ ને ફૂલની પાંખડી આપવામાં લંબાવી આભારી કરશો.

આ સમાજને અંગે એક પુસ્તકાલય—લાયબ્રેરી છે. તેમાં વાંચનમાળાનાં તેમજ અન્ય પુસ્તકોની આવશ્યક્તા છે. તો પરોપકારી દાતાઓ ! પ્રભુએ આપેલી સંપતિમાંથી આ ધાર્મિક સંસ્થાને મદદ આપી ભાવી ભવનું ભાથું બાંધી લેશો ! ! **सुज्ञेषू किंबहूना**

મોઢ બ્રા. બાળાશ્રય સમાજનો વાર્ષિક રીપોર્ટ તૈયાર છે.

મફત ! દાન આપી મંગાવી લ્યો. મફત ! !

ભેટની રકમ નીચેના શીરનામો પૈકી ગમે ત્યાં મોકલો, કે જે આભાર સાથે સ્વીકારી પહોંચ આપવામાં આવશે.

'મુસાફિર'
પ્રણયમન્દિર-પંડોળી
વાયા આણંદ.

**મ. જો. પુરોહિત.**
સેક્રેટરી-શ્રી. મોઢ બ્રા. બાળાશ્રય સમાજ
મુ. નાર. વાયા આણંદ.

# [illegible]નો ઢંઢેરો !!

## અહાહા!! પાટિદાર બંધુઓનું સ્વાભિમાન ઝળકયું !! જુવો તો ખરા કે! જંગી ઉઠાવ જબરી ધમાલ.

## " પાટિદાર સુબોધ કાવ્ય માળા "

મગાવી લ્યો થોડી જ નકલો છે

કીમત ફક્ત છ આના.

## સાહિત્ય પ્રેમીઓને નિવેદન !

પુસ્તકો પ્રગટાવવા જીજ્ઞાસા હોય તો !

## પાટિદાર સુબોધ કાવ્ય માળા ભાગ ૨

તથા

## પાટિદાર પ્રબોધ ચંદ્રિકા નૉવેલ

તૈયાર છે ! નીચેના શિરનામાંએ લખો યા મળો.

**'મુસાફિર'**
પ્રણય મંદિર—પંડોળી.
વાયા—આણંદ.

**'ભીલાશી'** 'નીજરીઆ
મહીધર પુરા—દાળીઆ શેરી.
સુરત.

...મ નોંધાવો. છપાય છે!

સુ

અને દુઃખનો દોસ્ત!

સંસારના

કંટાળેલા જીવનને ચિર આનંદ અર્પનાર

# આનંદમય જીવન.

ઇંગ્લૅન્ડના સુપ્રસિદ્ધ સાક્ષર શિરોમણિ સર જૉન લૅબક્ના ' પ્લેઝર્સ ઑફ લાઈફ ' નામક અત્યુત્તમ જ્ઞાનદાયક અને બોધક ગ્રંથનો રસમય તેમજ અપૂર્વ અનુવાદ. સેંકડો નવલકથાઓ, તત્વજ્ઞાનના ગ્રંથો કે કાવ્ય ગ્રંથો વાંચીને તમે જે આનંદ નહિ મેળવ્યો હોય તે આનંદ, અસાધારણ જ્ઞાન, તેમજ ઉન્નતિ જનક સદુપદેશ તમે આ પુસ્તકમાંથી મેળવી શકશો. ' **આનંદમય જીવન.** ' તમારા જીવનને આનંદમય બનાવશે. સંસારમાં આનંદના તરંગો ઉછાળશે અને મૃત્યુલોકમાં સ્વર્ગાનંદનો અનુભવ કરાવશે. **મનહર** છપાઇ, **લાયબ્રેરીને** શોભાવે એવું આકર્ષક રૂપું છતાં અગાઉથી ગ્રાહક થનાર માટે રૂપિયા ૨-૦-૦ અગાઉથી થનાર ગ્રાહકોનાં શુભાસ્મારક નામ પુસ્તકમાં છાપી અમર કરવામાં આવશે.

આ ઉપરાંત અમારે ત્યાં દરેક જાતનાં પુસ્તકો

એકવાર ઑર્ડર આપી ખાત્રી કરો.

**ભીખાભાઇ છોટાલાલ ચોક્ષી**

જમાલપુર—અમદાવાદ

છપાય છે !

કારસ્તાનોથી ભરેલી

નવલકથા

# કપટીનાં કારસ્તાન.

આ નવલકથા દક્ષિણ હિંદુસ્તાનમાં ખરા બનેલા વોથી ભરપૂર છે. લાલચીન નામના ગુલામે સ્વતંત્રતા ળવા કરેલાં કાવત્રાં, ભોગ થઇ પડેલો બાદશાહ, એક િવાન ગુલામકન્યા, રાજ ખટપટો, કાવત્રાંથી ભરેલું પુ સોનેરી પાકા, પૂંઠાનું ઉત્તમ ગ્લેઝ કાગળો પૃષ્ઠ લગ ૩૦૦ નું થશે. આવી મોંઘવારી છતાં કિંમત માત્ર ૨ા રૂપીઆ, અગાઉથી નામ નોંધાવનાર પાસે પોસ્ટેજ માફ.

આ ઉપરાંત અમારે ત્યાં સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલય, સસ્તી વાર્તામાળા તથા દરેક બુકસેલરોનાં પ્રસિદ્ધ કરેલાં પુસ્તકો મળી શકશે. એકવાર ઓર્ડર આપી ખાત્રી કરો.

લખો,

ભીખાભાઇ છોટાલાલ ચોધરી,

જમાલપુર—અમદાવાદ.

પ્રીન્ટીંગ પ્રેસમાં ડાહ્યાભાઈ શકરાભાઈ ગાંધીએ છાપી. ખાડીઆ—અમદાવાદ.